પ્રકાશક

બળદેવ પ્રહ્‌લાદ મોલીઆ
વાડીફળિયા, સિદ્ધમાતાની શેરી
સૂરત

મુદ્રક

શંકરરાવ નારાયણરાવ નીકમ
ના. લ. નીકમ એન્ડ સન્સ
શ્રી "શંકર" પ્રિ. પ્રેસ
ચૌટાપુલ : : સૂરત

જીવન ગુરજર અને આર્ટ ફોટો
'ગીતા' પ્રિ. પ્રેસ, કેળાપીઠ સૂરત

કિંમત એક રૂપિયો

# બે બોલ

'લોકવાણી' અને 'પ્રતાપ' સાપ્તાહિકમાં જ્યારે આ સમાજચિત્રો પ્રસિદ્ધ થતાં હતાં, ત્યારે મિત્રોએ એમાં અનોખી શૈલી જોઈ હતી અને મને પ્રોત્સાહન આપ્યું હતું. એ શૈલી સારી છે કે કેમ એ જોવાનું કાર્ય પીઢ વિવેચકોનું છે. મેં તો વર્તમાનમાં જીવાતા જીવનના જે પ્રસંગો જોયા છે, તેને મને સાધ્ય એવી રીતિએ લખાણોમાં વણી લેવા માત્ર પ્રયત્ન કર્યો છે. એમાં સમાજનાં સાચાં ચિત્રો છે ને વાસ્તવિકતા છે એટલું હું કહી શકું; બાકીનું કહેવાનો અધિકાર મારે લેવો નથી, હું એ અધિકારીને પાત્ર પણ નથી. જેવાં છે તેવાં આ ચિત્રો વાચકને બે ઘડી આનંદ આપે ને સાથે વર્તમાન સમાજની સ્થિતિ ઉપર વિચાર કરવા પ્રેરે તો એટલાથી પણ મને સંતોષ થશે.

"વાતોનાં વડાં" એ મારા પ્રથમ પુસ્તકને જનતાએ મીઠી નજરે જોયું છે. એવીજ મીઠી નજર મારી આ બીજી કૃતિને પ્રાપ્ત થાય એવી આશા રાખું છું.

આ પુસ્તકની સામગ્રીને બરાબર મઠારી તથા પ્રુફ તપાસી મારૂં કાર્ય સરળ કરી આપવા માટે શ્રી. ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઇનો અને પુસ્તકની ગોઠવણી તથા ઉઠાવ માટે માર્ગદર્શન કરાવવા માટે તેમજ મુખપૃષ્ટ તૈયાર કરી આપવા માટે શ્રી. કંચનલાલ હી. મામાવાળાનો હું અત્યંત રૂણી છું.

એ સાથે અવરનવર મને સહાય કરનાર મારા મિત્ર ને શુભેચ્છક નીતિન પિકચર્સ લિમિટેડના મેનેજીંગ ડિરેકટર શ્રી. કાંતિ મહેતાનો અને આ પુસ્તકના પ્રકાશન અંગે આર્થિક સહાય કરવા બદલ સુરતના કાપડ ઉદ્યોગમાં અનોખું સ્થાન પ્રાપ્ત કરનાર અને એના વિકાસમાં ફાળો આપનાર જાણીતા ઉદ્યોગપતિ શ્રી. જે. એલ. વખારીઆ અને સ્વ. ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાળાના પુત્રોનો પણ હું આભાર માનું છું.

**બળદેવ પ્રહ્લાદ મોદીઆ**
વાડી ફળિયા, સિદ્ધમાતાની શેરી
સૂરત તા. ૩૦ મે, ૧૯૪૪

શિરીષ મહેતા



પ્રભાવતી ડૉકટર







રમણ મોદી

મનુભાઈ નાયક

શહીદોને સમર્પણ

# જીવન ઝરમર

## શિરીષકુમાર પુષ્પેન્દ્ર મહેતા

સૂરતના વતની પણ નંદરબાર ધંધાર્થે જઈ વસેલા સૂરતની બ્રાહ્મણ જ્ઞાતિના આ નબીરા સોળ વર્ષના દુધમલ જુવાન હતા. હરિપરા ગુર્જર ફળિયામાં એમનું ઘર છે. એમના પિતાની નંદરબારમાં વીજળીના સામાનની દુકાન છે. સૌથી મોટા પુત્ર હતા ને અભ્યાસ સાથે દુકાનના કામકાજમાં પણ લક્ષ આપતા હતા. નંદરબારમાં તા. ૯ મી ઑગસ્ટ ૧૯૪૨ને દિને નીકળેલા સરઘસને પોલિસે રોકયું અને ગોળીબાર થયો, એનો ભોગ થઇ આ જુવાન ત્યાં જ રામશરણ થયા. નંદરબારમાં એમના નામનો પવાડો ગવાય છે અને શહીદોની હારમાળામાં સૂરતનું આ એક રતન પરોવાઇ ગયું છે.

## પ્રભાવતી મણિલાલ ડૉકટર

સૂરતની મુલતાની બ્રહ્મક્ષત્રિય કોમનાં, વીસ વર્ષની યુવાન વયનાં એ બ્હેન મૅટ્રિક પસાર કરી, સૂરતની સાર્વજનિક કોલેજમાં પ્રથમ વર્ષમાં અભ્યાસ કરતાં હતાં, ચિત્રકામમાં પણ એમને રસ હતો અને ડ્રોઈંગની પરીક્ષા પણ એમણે પસાર કરી હતી. દેશસેવાના રંગે એ રંગાયાં હતાં-૧૯૪૨ ના ઑક્ટોબરની ૨૫ મી તારીખે સરઘસને મોખરેથી એમની ગિરફતારી થઈ અને છ માસની સજા પામ્યાં. સાબરમતી જેલમાં ટાઈફોઇડની બીમારી થઈ અને એમને ૨૬ મી નવેંબરે પેરોલ પર મુકત કરવામાં આવ્યાં બધી સારવાર વ્યર્થ ગઈ અને ૪ થી ડીસેંબરને દિવસે સવારે દસ વાગે એમણે આ લોકનો ત્યાગ કર્યો.

## રમણલાલ રણછોડદાસ મોદી

સૂરતના હરિપરાના વતની. જન્મસ્થાન કલકત્તા. વીસ વર્ષના ભરજુવાન : ગાંધીજીની તા. ૯ મી ઑગસ્ટે ગિરફતારી થઈ તેજ દિવસે શાળાનો ત્યાગ કરી એમણે વિદ્યાર્થી હડતાળનું સંચાલન કરવા માંડ્યું. નવેંબરમાં ગોપીપરામાંથી સરઘસને દોરતાં તેઓ પકડાયા અને છ મહિનાની સજા મેળવી સાબરમતીથી સજા ભોગવી મુક્ત થવાની તૈયારીમાં હતા ત્યાં બે ચાર દિવસ આગળ જ પ્લુરસીનું દર્દ થયું અને સાબરમતી જેલમાં તા. ૩૦મી માર્ચ ૧૯૪૩ ને દિને એઓ પ્રથમ શહીદ થયા. સૂરતમાં એ દિને શોકસરઘસ નીકળ્યું ને તેમાંથી ત્રણ બ્હેનો પકડાઈ. અમદાવાદમાં હડતાળ પડી ને ગૂજરાતના પ્રથમ શહીદને રાજનગર અમદાવાદે એ રીતે અંજલિ આપી.

## બચુભાઈ ભૂલાભાઈ નાયક

સૂરતની વિદ્યાર્થી પ્રવૃત્તિમાં આગેવાનીભર્યો ભાગ લેનાર, વિદ્યાર્થીસંઘના માજી મંત્રી, ભાઈ બચુભાઈ ભૂલાભાઈ નાયક મૅટ્રિકમાં અભ્યાસ કરતા હતા. જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ. શાળાના તેઓ એક તેજસ્વી વિદ્યાર્થી હતા અને દેશને માટે કંઈ કરી છૂટવાની તમન્ના ધરાવતા હતા. ઐતિહાસિક ૯ મી ઑગસ્ટ (૧૯૪૨) ને દિને જ એમણે શાળાને તિલાંજલિ આપી. તા. ૧૭ મી ડીસેમ્બરે તેમણે શહેરના વિદ્યાર્થીઓની હડતાળના સંચાલન અંગે એક ભાષણ આપ્યું ને પરિણામે છ મહિનાની સજા થઈ. જેલમાં ક્ષય લાગુ પડયો. સજાની મુદ્દત પૂરી થતાં પહેલાં તેમને મુક્ત કરવામાં આવ્યા. સૂરતની ક્ષયનિવારણ હોસ્પિટલમાં સારી સારવાર છતાં તા. ૩૦-૧-૪૩ ને દિને તેમનો સ્વર્ગવાસ થયો. પુત્રવિયોગી પિતા પણ એમની પાછળ થોડા જ વખતમાં ગયા.

# અ નુ ક્ર મ



× અંગ્રેજી અને હિંદીના આધારે

# જ્વાળા

"અલી! તું કોણ?"

"હું તરલિકા"

"પારકા તેજે ગૌરવ લેનારી! સૂર્યના તેજે તું વિલીન થશે તેનું ભાન છે ખરૂં?"

"અને આ કુસુમ!"

"કુસુમ, તને કરમાતાં કેટલી વાર?"

"પણ આ ચંદ્રિકા"

"સ્વામી ચંદ્રથી દૂર દૂર સરી અહીં સાગરના પટ પર રાત્રિએ ખેલી ખાનારી એ જ કે?"

"હું નલિની શું ખોટી?"

"નલિની? બસ રહેવા દે! ભ્રમરને પ્રેમતંતુએ બાંધી-ગુંગળાવી મારી નાંખનારી વાસનામૂર્તિ."

"અને આ કળાને......"

"કળા! ધનવાનોના દંભનું હથિયાર! મલિન તત્ત્વો ઢાંકનાર પડદો!"

"અને આ નીલમ"

"તારા અતિ તેજે તો દિશા પણ દેખાતી નથી, છતી આંખનો અંધાપો હું ક્યાં સહન કરૂં?"

"ને હું તમારી આશા"

"મનુષ્યના નાશની એક પ્યાલી–અમર રહીને મારનારી!"

"હું શાંતિ?"

"કબરમાં સૂતેલા મનુષ્યના જેવી કેમ?"

"બધા રહ્યા પણ હું તો જરૂર..."

"હું તે કોણ?"

"હું તે ઋતુરાણી"

"કોણ વસંત?"

"હા, વસંત."

"જા, જા, હિંદની વસંત તો ક્યારની યે સિધાવી ગઈ છે. વસંતના ખોટા વાઘા સજી બીજાને રમાડજે; હું નહિ છેતરાઉં."

"વિદ્યા પણ નહિ ગમશે?"

"રહેવા દેજે તારાં નખરાં! બહુ વખત છેતરાયો. પશ્ચિમના અલંકારને ધારણ કરી તેં તો ક્યારનો તારો આત્મા ગુમાવ્યો છે."

અને બધાં જ મારા પ્રત્યે અટ્ટહાસ્ય કરીને એક પછી એક ચાલ્યાં ગયાં. હું શાંત બેસી રહ્યો. કોઈ મારા તરફ સરતું હોય એવું મને લાગ્યું. મેં કહ્યું "કોણ છે તું?"

"ફૂંક મારો પછી દર્શન થશે."

મેં ફૂંક મારી અને......

"કોણ ચિનગારી?"

"હા, ચિનગારી"

"પણ મારે તારી ક્યાં જરૂર છે? તારૂં જીવન કેટલું? તારી શક્તિ કેટલી?"

એટલામાં તો સહેજ ધુમાડો થયો. અને પછી તો ગોટેગોટ નીકળ્યા...

"કોણ જ્વાલા?"

"હા, ચિનગારીનું વ્યાપક સ્વરૂપ."

"તો આવ! આવ! મને પણ તારા ઝપાટામાં ઝડપી લે."

"લો આવો ત્યારે. મારૂં રૂપ એથી તો વધુ ખીલશે."

"ભલે! તારૂં પૂરેપૂરું સ્વરૂપ જ મારે જોવું છે. તારી સાથે લપાઇને અળગો રહીને રૂપ જોનારો હું નથી."

એ પછી એ હસી.

"ઊભી ન રહે!" વિફસાવ તારા રૂપને......ઝડપી લે સૌને... વધ...આગે વધ...જો, જો, કેટલા તને ભેટવાને દોડી આવે છે! એ તારા બલિ છે...ઉઠાવ! ઉઠાવ...હિંદમાં બલિની કયાં ખોટ છે? વધ, હજી વધ, ઊંચે...આઘે...ચારે દિશાએ...જ્યાં સુધી ભારતની લોહબેડી ગળીને નીચે તૂટી ન પડે ત્યાં સુધી.



# એ અને હું

હું જ્યાં જાઉં ત્યાં સાથે ને સાથે એ હોય જ. ઘડીભર પણ મારાથી એ અળગો ન પડે—એ અળગો ન થઈ શકે. લોકો એની તરફ ખાસ ધ્યાન ન આપે. અમને આમ સાથે ને સાથે જોવા છતાં લોકો અમારી વાતો કરતા ન હતા. પહેલી જ વખત દુનિયાને ડહાપણ આવ્યું હોય એમ મને એથી લાગ્યું.

હું ડગ ભરૂં તો એ ડગ ભરે, હું થંભુ તો એ થંભી જાય, હું ચાક ખાવા બેસું તો એ પણ બેસે. મારી સ્થિરતા ને અસ્થિરતા એની સ્થિરતા અને અસ્થિરતા બની જતાં; પણ એનામાં એક વિચિત્રતા હતી. એ વિચિત્રતા એ કે હું એની સામે જોતી પણ એ મારી સામે જોતો નહિ. મારાથી વિરૂદ્ધ કે મારી દિશામાં જ એ એનું મુખ રાખતો. કોઈ દિવસ અમારાં બેઉનાં નયનો મળ્યાં નથી. તારામૈત્રક પણ રચાયાં નથી. હું જ્યાં ત્રાંસી દૃષ્ટિ કરી એને નિહાળવા જાઉં કે એ પણ તિરછું જોઈ લે.

એ વિચિત્રતા હું ચલાવી લેતી—મારી એ ફરજ થઈ પડતી. હું એને એ માટે રોકતી કે ઠપકો આપતી નહિ. એમ કરીને હું શું લાભ ઉઠાવી શકું? એ તો મારા જીવન સાથે ઓતપ્રોત થયો હતો.

હું એને હજીયે પારખી શકી નથી. ઘડીમાં મને એનામાં વામનનાં દર્શન થતાં તો ઘડીમાં એ વિરાટ સ્વરૂપે દૃષ્ટિગોચર થતો. ઘડીમાં એ

બેડોળ બની જતો તો ઘડીમાં એવો દર્શનીય બની જતો કે બસ જોયાં જ કરું !

પણ એના પુરુષસ્વભાવે કરીને એ ઠરીને ઠામ બેસતો નહિ. કેટલીક વખત દૂર દૂર ચાલ્યો જતો ને વળી પાછો વીજઝડપે નિકટ આવીને ઉભો રહેતો. આમથી તેમ ને તેમથી આમ ચારે બાજુએ ભમી આવતો.

એની સાથે મને મઝા પડતી. ખરું કહું તો એનો સહવાસ હું ઇચ્છતી હતી. એ પણ મને સાથ દેવા તત્પર જ રહેતો. ગમે ત્યાં ને ગમે તે વખતે એ મને સહકાર આપતો. આટલી પ્રશંસનીય વફાદારી છતાં એની હૃદયશૂન્યતા મને ખૂબ સાલતી. એ હૃદય વિનાનો હતો એમ કહું તો જરાયે ખોટું નથી. જ્યારે જ્યારે હું બોલું કે હસું ત્યારે એ માત્ર હોઠ જ ફફડાવતો, અને જ્યારે હું રડતી ત્યારે એ મારા ચાળા પાડી મને હસાવવાનો પ્રયત્ન કરતો. મારા હાસ્ય કે રુદનનો એ જરાયે ભાગીદાર બનતો નહિ. ન તો મારું હાસ્ય એને પ્રેરતું, કે ન તો મારું રુદન એને સ્પર્શતું.

ઘણી વાર મને એમ થતું કે આવા સહૃદયી સાથીના લાગણીના પ્રવાહો આટલા બધા અવળા કેમ વહેતા હશે ? એ શા માટે મારા હાસ્યમાં હાસ્ય ન ભેળવે ? મારા રુદનનો ભાગીદાર બની મારું દુઃખ હળવું કેમ ન કરે ?

એક દિવસ મેં એને કહ્યું: "તું આમ જડવત્ કેમ રહે છે ? જરા મારી સાથે હસ તો ખરો !

'તું હસવાનું બંધ કરને' એને પ્રથમ વાર વાચા આવી હોય એમ મને લાગ્યું.

'તો શું હું પણ તારા જેવી જડ બનું ?'

'એમાં ખોટું પણ શું છે ? આપણે બેઉ સરખાં થઈશું. પછી આ અસમાનતા નહિ રહે.'

'પણ તું મારા જેવો થાય તો આપણે કેવાં ઓતપ્રોત થઇ જઇએ ?'

'પણ આપણે જુદા છીએ જ ક્યાં ?'

'તારી હૃદયશૂન્યતા એ જુદાઇ નહિ તો બીજું શું ?'

'હાસ્ય અને રૂદનની મારી ભાગીદારી એજ માત્ર હૃદયની લાગણીનો પુરાવો છે કે શું ?'

'હાસ્તો વળી, બીજું શું ?'

'પણ, એ તો ક્ષણિક છે.'

'હું પણ ક્ષણિક જ છું.'

'જો, હેં, તું એવી વાત ન કર. તારા જીવન સાથે મારૂં જીવન સંકળાયેલું છે.' એ ગળગળો થઈ ગયો.

'તું માને નહિ ત્યારે હું શું કરૂં ? તું જરા હસે તો મને કેટલો આનંદ થાય ?'

'કોને હસું ? કોના પ્રત્યે હસું ?'

'કોઈના પ્રત્યે નહિ, મારી સાથે હસ.'

'ના, એ તો ક્રૂર મશ્કરી છે. આપણે તે વળી હસનારાં કોણ ? શા માટે હસીએ ?'

'ત્યારે શું રડીએ ?' હું જરા ચિઢાઈ.

'રૂદનનો આરો છે ખરો ? રડીએ તો પાર ક્યારે આવે ?' એ ચિંતક દૃષ્ટિએ જ દલીલ કરતો હતો.

'કેવો વિચિત્ર છે ! ન તો આમ, ન તો તેમ.' મેં સ્વભાવ પ્રમાણે જરા છણકો કર્યો. મને ચીઢાયેલી જાણી એ દૂર ભાગ્યો. ખૂબ દૂર દૂર. પણ હું જાણતી હતી કે એ નાસીને બીજે ક્યાં જવાનો છે ? ધીમે ધીમે વિરાટમાંથી વામન થતો મારો એ પડછાયો છેક જ નિકટ આવીને ઊભો રહ્યો. હું એની સાથે જરાય બોલી નહિ અને એ–એ તો મૂગો જ હતો.



# ભારણ

શેરીના નાકા પર વળાંકમાં નાની સરખી ગાંધીની દુકાન હતી. નાના મોટા રસિકજનોનું એ વિરામસ્થાન હતું રસના ચટકાંનો સ્વાદ ત્યાંથી મળતો અને શહેરની નવાજુની ત્યાં ચર્ચાતી. દુકાનનો માલિક રસિક પુરૂષ હતો. એની રસવૃત્તિ અશ્લિલતા સાથે લપેટાતી તોયે સંસ્કારીજનોને અણગમો થતો નહિ. એ જગ્યાનું આકર્ષણ એટલા માટે જ હતું કે કૉલેજ જતી કન્યાઓનો એ હરરોજનો માર્ગ હતો. નિયત સમયે કન્યાઓનાં ડોલન, લચકાતી ચાલ, અને અંગમરોડ ઉપરાંત ભાતભાતના વેશપરિધાન જોવાનાં મળતાં.



વીસ વીસ વસંતના વાયુને હિલોળે ચઢી એનું યૌવન મ્હેંક્યુ હતું. માતાપિતાની એ લાડકી દીકરીએ અંગ્રેજી પહેલીમાં પ્રવેશ કરતાં જ મર્યાદાના કોટના કાંગરા ખેરવવા માંડ્યા હતા. જેમ જેમ ધોરણોની પરંપરા વધી તેમ તેમ બોલવા ચાલવાની, હરવાફરવાની, પહેરવા ઓઢવાની મર્યાદાની પાળો પણ તૂટી અને એમાંથી રંગરાગ, ચાળાચસ્કા, ઉદ્ધતાઇ અને વિલાસપ્રિયતાની છોળો ઉડી. કૉલેજને ઉંબરે જતાં તો પશ્ચિમનો વંટોળિયો એને એટલે ઉંચે લઈ ગયો કે સમાજની આંખમાં એ યુવતી કણાની માફક ખૂંચવા લાગી.



"મારી નાતમાં હોત તો બે છોકરાંની મા હોત" નાકા પરના ગાંધીએ યુવતીનું નિરીક્ષણ કરતાં કહ્યું.

બે ચાર જુવાનિયા હસ્યા. યુવતીએ પાછું ફરીને જોયું.

"આજે હાથમાં પુસ્તકો છે તેને બદલે કેડે છોકરું હોત અને બીજું આંગળીએ ખેંચાતું હોત." ગાંધીએ એક રસિક શબ્દચિત્ર ઉભું કર્યું.



"કેમ તમે કંઈ દેખાતા નથી?" કૉલેજના દ્વારમાં પ્રવેશ કરતાં એક ફૂટડા જુવાનને એણે પ્રશ્ન કર્યો.

"હમણાં જરા લેખનકાર્ય જોર પર ચાલે છે."

"બહુ લેખો લખશો તો થાકી જશો." યુવતીએ વાતને લંબાવી.

"તો તમે લખો; હું નિવૃત્તિ લઉં!" યુવાને લાગ જોઈ ધડાકો કર્યો.

"હું લેખ લખું તો તો થઈ જ રહ્યું!" યુવતીએ એક કોયડો મૂકી યુવકને ગુંચવ્યો.

"પ્રયત્ન કરો તો શું ન થાય? અને તમારાં જેવાં માટે તો એ અતિ સરળ વાત છે." યુવકે યુવતીને વધુ ગુંચવી.

"તમે મદદ કરશો?" યુવતી આખરે સીધી રાહ પર આવી.

"એક વાર તમે લખો તો ખરાં, પછી જોયું જશે." યુવકે પાસા સીધા પડતા જોઈ ઉત્તેજન મળે એવું સૂચન કર્યું.



"કેમ લેખ ગમ્યો?"

"છે તો સારો પણ પ્લેનીંગ બરાબર નથી."

"હું જાણતી હતી કે તમે એમ જ કહેશો."

"એ તો મારે ફરીથી જ લખવો પડશે" યુવકે ઉપકારનું એક પડ યુવતીને માથે ચઢાવવાનો સરળ માર્ગ ગ્રહણ કર્યો.



"જોયું ? લેખની સીકલ કેવી બદલાઈ ગઈ ?"

"તમારી તે વાત થાય !" યુવતીએ યુવકની મહેનતની કદર કરી.

"આ લેખ ઘણાને ગમ્યો છે. જે વાંચે છે તે બધા જ વખાણે છે."

"પણ હવે મારું કામ વધ્યું તેનું શું ?"

"અરે ! એમાં શું થઇ ગયું ? જ્યાં સુધી હું છું ત્યાં સુધી તમારે કંઈ ગભરાવું નહિ." યુવકે હિંમત આપી.



ધીમે ધીમે યુવતીની એક લેખિકા તરીકેની ખ્યાતિ વધતી ગઇ. કૉલેજ મેગેઝીન, શહેરનાં જાણીતાં અઠવાડિકો, જ્ઞાતિનાં માસિકો વગેરેમાં યુવતીના લેખો જાણે મેઘધારાની માફક વરસવા લાગ્યા. યુવક પણ હિંદી, મરાઠી વગેરેમાંથી અનુવાદ કરી કરીને યુવતીને લેખો આપ્યે જ જતો. જેમ જેમ યુવતીને નામે છપાયેલા લેખોની સંખ્યા વધતી ગઇ, તેમ તેમ યુવતીને માથે યુવાનના ઉપકારનું ભારણુ વધતું જ ગયું ને યુવતીની લેખિકા તરીકેની પ્રતિષ્ઠા યુવક સાથેના સંબંધ ઉપર જ લટકી રહી.



"ચાલ, આજે સિનેમા જોવા જવું છે ?" યુવકે યુવતીને સૂચન કર્યું. ઘણા વખતના સંબંધ પછી "તમે-આપ" વગેરેનાં સંબોધનોથી ચાલતો બે વચ્ચેનો વ્યવહાર "તું" સુધી આવ્યો. પ્રેમનું એ 'શોર્ટહેન્ડ' વાહન વપરાશમાં આવ્યા પછી શરમને જતાં અને હૃદયને જકડાતાં વાર લાગતી નથી. 'તમે'નો અંતરપટ અલોપ થતાં નયનો નાચે, રાચે, ને બેઉ પાત્રો એકબીજાની નિકટ આવે એમાં જરા ય નવાઇ નથી.

"ના, આજે તો મારું માથું દુ:ખે છે." યુવતીએ આંખો મીંચીને જ જવાબ આપ્યો.

"ખરેખર ! તું તો નાજુક જ છે."

"તારા જેટલી નહિ." યુવતીએ પણ બેધડક એકવચનનો ઉપયોગ કર્યો.

"મોઢું ધોઇ નાખ અને થા તૈયાર."

"તું તારે જા, મારે નથી આવવું" ઘર્ષણ વગર વર્ષણ નથી એ યુવતી જાણતી હોવી જોઇએ.

"તું નહિ આવે તો મારે પણ નથી જવું. હું પણ આ બેઠો તારી સાથે." અને યુવકે યુવતીની નજીકમાં સોફા પર જગ્યા લીધી.

બેઉ મૂંગાં રહ્યાં. બેઉ નજીક હતાં. જ્યાં હતાં ત્યાંથી વધુ નજીક કે એથી આગળ જવાની બેઉમાં હિંમત ન હતી. વાતાવરણ શાંત હતું પણ અંદર અંદર બેઉના હૃદયમાં કંઇક તોફાન હતું

"ચાલ ત્યારે તું સુઇ જા, હું જાઉં છું" યુવકે ઉઠતાં ઉઠતાં કહ્યું.

યુવતી બોલી નહિ. યુવકે ફરી કહ્યું. યુવતી તો પણ બોલી નહિ. યુવકની આંખમાં કંઇક અનેરી ચમક દેખાઇ.

"સાંભળે છે કે!" એમ કહી યુવકે યુવતીને ઢંઢોળી. શરીરને સ્પર્શ થતાં યુવતી ચમકી ઉઠી. જે સ્પર્શની આશા યુવતીએ રાખી ન હતી તે સ્પર્શે તેને પળવારમાં ગભરાવી મૂકી.

"શું કહો છો?" અંગ મરોડતાં યુવતીએ પૂછ્યું.

"હું જાઉં છું" યુવકે કહ્યું.

"વારૂ."

અને યુવક મંદ પગલે પાછળ જોતો જોતો દાદર ઊતરી પડયો.



"જો કેટલી સરસ કવિતા છે!" કવિતા બતાવતાં યુવકે યુવતીના ખભા પર હાથ મૂક્યો. યુવતી જરા સંકોચાઇ પણ યુવકના હાથને એ ખભેથી તરછોડી શકી નહિ. સ્ત્રીઓ મૂંગી હોય છે એના મૂંગાપણાનો પુરુષો જમાનાથી લાભ ઉઠાવતા આવ્યા છે. એ મૂંગાપણામાં ઉદારતા હોય એમ માની લઇએ તો પણ સવિશેષ તેમાં પુરુષોની પ્રામાણિકતા

વિશેની એની શ્રદ્ધા હોય છે. અને એ શ્રદ્ધા નજીવી છૂટથી ત્વરિત પતન થશે એવો ખ્યાલ સરખો પણ એના હૃદયમાં પેસવા દેતી નથી. ટૂંકમાં પતનને માર્ગે સ્ત્રીને ધસડવાનો પ્રથમ પ્રયાસ પુરુષ કરે છે.

'સરસ છે.' યુવતીએ અભિપ્રાય આપ્યો.

યુવકે યુવતીના ખભે હાથ રહેવા જ દીધો. યુવતી બેબાકળી બની. યુવકનો સ્પર્શ અને લેખિકા તરીકેની મેળવેલી ખ્યાતિ વચ્ચેની પકડમાં એ ભાન ભૂલી. થોડીવાર રહીને યુવક ને યુવતીનો ખિલખિલાટ સંભળાયો. એ પછી ચાહ લઇને આવેલા રામાને જોઇ બેઉ શાંત પડયાં. યુવતીએ રામાની વિરૂદ્ધ દિશામાં મુખ રાખી ટેબલ પર ચાહ મૂકવાનો ઇશારો હાથ વડે કર્યો.



એ સંબંધ વધતો જ ગયો. સમાજના કાનોમાં અવનવી વાતો અથડાઇ અને સમાજની જીભે નવી નવી વાતો વહેતી મૂકી. યુવક કે યુવતીને જતાં-આવતાં લોકો નિહાળતા અને કંઇક ધીમું ધીમું એ બે જણને ન સંભળાય એ રીતે બોલતાં. સમાજ હજી માઢે કહેવા જેવી વાતો કહેવી જ જોઇએ અને નફ્ફટાઇ પણ બતાવવી જોઇએ એટલી હદે ગયો નથી. અને એ માટે કહાય બે કારણ હોઇ શકે. કાં તો સમાજને સભ્યતાનું ઓઠું ગમતું હોય કે પછી ગણગણ કરીને મધમાખીની માફક મધની મઝા લુંટવાનું જ એને વધારે રૂચિકર લાગતું હોય.



એ યુવતીની સૌરભ ઉડી ગઇ છે. જતાં આવતાં એને જોઇએ તો પણ એનામાં ગભરાટનાં ચિન્હો જણાય છે. હાસ્ય ફીકકું પડી ગયું છે, શરીરના અંગમરોડ પહેલા જેટલા ત્વરિત અને ચેતનમય લાગતા નથી. એની દેહલતા ઝૂકી પડી છે-લચી પડી છે. વસંતને વાયરે નહિ પણ ગ્રીષ્મના તાપે.



ગાંધીની દુકાન આગળથી એ એકદા જતી હતી. એવામાં એક મિડવાઇફ અને એક નર્સ મોટરમાં બેસીને પસાર થયાં. યુવતી ને એ બેઉની નજર એક થઈ. સ્મિત વડે ત્રણેએ ઓળખાણ તાજી કરી. મિડવાઇફે જોડે બેઠેલી નર્સને કાનમાં કંઇક કહ્યું. બેઉ જણ કંઇક હસ્યાં. આગળ વધતી મોટરમાંથી પાછળ મોઢું ફેરવી બેઉ જણાએ યુવતીને ફરી એક વાર નિહાળી લીધી.



ગાંધીએ એ નિહાળ્યું. ગાંધી પોતે પોતાનું દોરેલું શબ્દચિત્ર ઊંડે ઊંડેથી ખેંચી કાઢતો હતો. એણે પણ યુવતીને જોતાં જોતાં માથું ધુણાવ્યું અને હાથનો એક ધૃણાજનક ચાળો કર્યો. યુવતીના હાથમાં આજે પુસ્તક ન હતાં, માત્ર દવાની બાટલી હતી. યુવતીને ક્યાંય સુધી ગાંધી જોઈ રહ્યા.



# '....સબ કુત્તે હૈં'

એ લત્તો સૂમસામ હતો. પવનનું નામનિશાન ન હતું. કોઇ કોઇ ઘરની તડમાંથી નહિ જેવો દીવાનો પ્રકાશ નાશી છૂટી પોતાનું વર્ચસ્વ સ્થાપવાનો પ્રયત્ન કરતો હતો. શેરીની બરાબર મધ્યમાં આવેલા એક આલિશાન મકાનમાં નજીવી હિલચાલ જણાતી હતી.

❧

મોટરના ઘૂરર...ઘૂરર અવાજે શાંત વાતાવરણને ભેદી નાંખ્યું. એની હેડ લાઈટ્સે આજુબાજુના મકાનનાં પગથિયાંને ઘડીભર ઉજાળ્યાં. અડધી રાતે એક મોટર પેલા આલિશાન મકાન આગળ આવી ઊભી રહી. અને એક કુતરૂં ભસ્યું.

❧

પ્રૌઢ ઉંમરનો એક પુરૂષ બનીઠનીને નીચે ઉતર્યો. ડ્રાઇવરે બારણું ઉઘાડયું. એ પુરૂષે સ્વસ્થતાથી પોતાની જગ્યા મોટરમાં લીધી અને મોટર સડસડાટ ચાલી ગઇ. કુતરાએ જોરથી ભસવા માંડયું.

❧

બરાબર એજ સમયે એ આલિશાન મકાનના ત્રીજા માળની બારી ખૂલી તે સાથેજ સામે બારણે રહેતા એક યુવકે બારણું ખોલ્યું. એ આગળ વધ્યો. પેલા આલિશાન મકાનના દરવાજામાં દાખલ થયો. બેધડક દાદરનાં પગથિયાં એ ચઢયો. પેલી યુવતી—શેઠાણી ઝરૂખામાં સત્કારવા ગઇ.

❧

"કેમ કાલે ન આવ્યા ?" યુવતીએ પ્રશ્ન કર્યો.

"તબિયત સારી ન હતી."

"મને કહેવડાવ્યું પણ નહિ ?"

"એમાં કહેવડાવવાનું શું ?"

બેઉ જણ ઓરડામાં ગયાં. સોફા પર યુવકે પોતાનું સ્થાન લીધું. યુવતીએ કબાટ ખોલી અંદરથી થોડીક નોટો કાઢી યુવકના હાથમાં મૂકી. માળ પરનો દીવો સ્હેજ ઝાંખો થયો. દીવાના ઝાંખા થતા પ્રકાશ સાથે અંધકારનું વર્ચસ્વ વધ્યું અને વિકૃત થતા અંધકારે બેઉને જકડી લીધાં.



રાત્રિ એકલા યોગીઓ માટે નથી અને એટલે જ રાત્રિએ ભટક-નારા યોગી હોતા નથી. અંધકાર દૂર દૂર નાઠો હતો. ઝળહળાટ થતી રોશનીએ સંયુક્ત મોરચાથી અંધકારને મારી હઠાવ્યો હતો, પણ એ છૂટો-છવાયો લાગ મળે તો બીજી પાંખો સાથે જોડાઇ જવાનો પ્રયત્ન કરતો હતો. આખાયે લત્તાના ઘરોમાંથી શાસ્ત્રીય સંગીતના સૂરો પ્રસરી માદકતા પ્રસારતા હતા. સંગીત જેટલું શાસ્ત્રીય હતું તેટલું જ વિકૃત હતું. એ વિકૃતિની ઉપર થઇને સેન્ટ લવંડર, તેમ જ દેશી અત્તરની ફોરમ રસ્તા સુધી પથરાતી હતી. "ક્યા કિયા જાન." "તુમને ઠાર માર દીયા." "ઘાયલ બના દીયા." એવા છૂટક છૂટક લથડાતાં વાક્યો સંભળાતાં હતાં.



અને પેલી મોટર એ લત્તાના મધ્ય ભાગમાં અટકી. અંદરથી પ્રૌઢ પુરુષે ઉતરી એક લીલા મકાનમાં બેધડક પ્રવેશ કર્યો. ડ્રાઇવરે ચાલુ મશીનને કારણે અંગઅંગ ધમકતી મોટરને શાંત પાડવા મશીન બંધ કર્યું;



"આઇએ, આઇએ, શેઠ" બંગડીનો રણકાર કરતી યૌવનના મદમાં ઝૂલતી વેશ્યાએ શેઠને સત્કાર્યા. શેઠે ગાદી પર બેઠક લીધી. ખિસ્સામાંથી

કેટલીક નોટો કાઢી શેઠે વેશ્યાના હાથમાં મૂકી. વેશ્યાએ પાનનું બીડું શેઠને આપ્યું. શેઠે સ્મિત કર્યું. દીવો ઝાંખો થયો. ઘડીભર શાંતિ વ્યાપી. ઝાંઝરીનો એક ઓર રણકો થયો.

પેલા પ્રૌઢ ઉમ્મરના શેઠ, એમની યુવાન પત્ની અને પેલા યુવકનો આ હંમેશનો ક્રમ છે. રાત્રિ એ બધાનું ઓથું છે. મોટર ડ્રાઈવર શેઠની રાત્રિલીલાની ચાવી છે. દરવાન યુવતીની ભેદી રમતનો હાથો છે. શેરીમાંનું રોજ ભસતું કુતરૂં માત્ર તેમના જીવનનું સાક્ષી છે. અને આ પ્રમાણે જીવન ચાલ્યું જાય છે—જીવાઈ જાય છે.

શેઠ અને શેઠાણી મોટરમાં એક સાંજે ફરવા નીકળ્યાં.

"આ કયો લત્તો ? મેં તો કોઈ દિવસ જોયો નથી." યુવતીએ—શેઠાણીએ પ્રશ્ન કર્યો.

શેઠ મૂગા રહ્યા.

"કેમ જવાબ આપતા નથી ?"

"સારો લત્તો નથી" શેઠે જવાબ આપ્યો.

મોટરમાંની યુવતી એક સુંદર બાઈને બારીએ બેઠેલી જુએ છે.

"આ બાઈઓ સારી નથી કે લત્તો ?" યુવતીએ ગુંચવવા બીજો પ્રશ્ન કર્યો.

"લત્તો અને બાઈઓ—બેઉ. નામ દઈએ તો ય પાપ લાગે."

"આવું જાણો છો તો પછી મોટર આ રસ્તે કેમ લીધી ? કોઈ જોશે તો આપણે વિશે શું ધારશે ?"

"મહમદ, તને કોણે કહ્યું હતું કે આ રસ્તે મોટર લેજે. તમારી જાત જ વાંકી. ખબરદાર હવે પછી આવા રસ્તે લાવ્યો છે તો" શેઠે ડ્રાઈવર મહમદને દબડાવ્યો. ડ્રાઇવર ઝીણું ઝીણું હસ્યો. સ્ટીઅરીંગ

બ્હીલની ઉપરના કાચ સાથે લટકતી નાની શી આરસીમાં ઝીણું ઝીણું હસતાં મહમદને યુવતીએ નિહાળ્યો.

"ભૈયા આ સામે રહે છે તે કોણ છે?" શેઠે દરવાનને પાસે બોલાવીને પૂછ્યું.

"શેઠજી, હું જાણતો નથી."

"માણસ કેવોક છે?"

"શેઠજી, લાગે છે તો સારો."

"કંઇ નોકરી ધંધો કરે છે કે?"

"હા જી, વહેલી સવારે ક્યાંક જાય છે તો ખરો, શેઠજી"

"પરણેલો છે કે પછી..."

"શેઠજી, ઘરમાં કોઈ બૈરૂં દેખાતું નથી, પછી તો કોણ જાણે કોઇ......"

યુવતી દરવાન સાથેની શેઠની પૂછપરછ પર ધ્યાન આપી રહી હતી. શેઠ દરવાનને પૂછીને ઉપર ગયા.

"કેમ, દરવાનને શું પૂછતા હતા?"

"એમ પૂછતો હતો કે સામે રહે છે તે કેવોક માણસ છે?"

"દરવાન શું જાણે?" યુવતીએ કહ્યું.

"મને બહુ સારો માણસ લાગતો નથી."

"શાથી કહો છો?" યુવતીએ કુતૂહલપૂર્વક પૂછ્યું.

"કંઇ નહીં. જરા વિચિત્ર તો હજ. મને તો રખડેલ જેવો લાગે છે."

"તેમાં મારે અને તમારે શું? એવા તો કેટલાયે રખડેલ હશે! કોણ જોવા બેઠું છે?" યુવતીએ શેઠની આંખમાં આંખ પરોવતાં કહ્યું.

એજ સમયે યુવકે પોતાના ઘરનાં પગથિયાં ચઢવા માંડ્યા. યુવકે પગથિયાં ચઢતાં ઝરૂખા પર નજર કરી. શેઠની આંખોએ એની સાથે મેળ સાધ્યો.

"જો આ ચાલ્યો."

"કોણ ?"

"પેલો યુવક..."

યુવતીએ એ તરફ નજર કરી.

"છોડોને એનું નામ ! ચાલો અંદર !"

બેઉ અંદર ગયાં.



બહાર ડ્રાઇવર અને ભૈયો ઉભા રહી ગુસપુસ વાતો કરે છે. મજાક ઉડાવે છે. મોટરની બાજુમાં શેરીનું કુતરૂં શાંત સૂતું છે.

દરવાન—"યહ સાલા રાતકો બ્હોત શોર મચાતા હૈ."

ડ્રાઇવર—દિનકો સોતા હૈ ઔર રાતકો ફિરતા રહતા હૈ.

દરવાન—સાલે કુત્તેકી જાત હી ઐસી.

અને ડ્રાઇવર હસતો હસતો સીગારેટનો દમ ખેંચી, ધુમાડો ઉંચા મોંએ દૂર દૂર ફેંકે છે. "સાલે સબ કુત્તે હૈં" એવું અધકચરૂં વાક્ય ડ્રાઇવરના મોંઢામાંથી સરે છે.



# અનીલા

અનીલા રૂપમૂર્તિ હતી. જીવનની પચ્ચીશી એણે વટાવી દીધી હતી. એના પરિણીત જીવનને આજ પાંચ વરસ વીતી ગયાં હતાં. એનો પતિ એક સાધારણ વેપારી હતો. બન્નેનું જીવનનાવ સીધું સીધું ચાલ્યે જતું હતું. અનીલા બાગ બગીચે જતી, બ્હેનપણીઓમાં બેસતી, રોજ ફરવા નીકળતી. અનીલા સાધારણ રીતે શહેરનો અને યુવાનોનો એક પ્રશ્ન બની ગઈ હતી. એ ઝરૂખે હોય કે ઓટલે હોય, એ સિવાય એનું બીજું સ્થાન હતું નહિ. આ ઉપરાંત પણ એક વસ્તુ ધ્યાન ખેંચે એમ હતી અને તે એ કે અનીલા નાનાં બાળકોને ખૂબ વ્હાલથી રમાડતી, તેમની પાછળ ગાંડી ગાંડી થઈ જતી; શેરીમાં કોઈ બાળક માંદુ પડે તો અનીલા દોડી જતી; બે બાળક લડતાં હોય તો અનીલા ત્યાં જઈ બન્નેને છૂટાં પાડી ખાવાનું આપી રાજી કરતી, અને જ્યારે શેરીમાં કોઈ કુમળું બાળક મરી જતું ત્યારે તો અનીલા બહુ રડતી. કેટલાયે દિવસ તો એ ખાતી પણ નહીં. બાળકો પ્રત્યે એને ભારે મમત્વ હતું.

ઓટલે ને ઝરૂખે ઉભી રહેતી અનીલા સમાજને રૂચિ નહિ. જતા આવતા લોકો અનીલા તરફ જોઈ રહેતા ને માત્ર અનીલાનો નેત્રવિલાસ અનુભવતા. અનીલાને મેળવવાને કંઈ કંઈ પ્રયત્નો પણ થયા.

અનીલાના અંતરમાં એક જ વાત ખૂંચતી હતી. એક જ વસ્તુ એને સતાવતી હતી. "પ્રભુ ! મને એક બાળક નહિ આપે ?" "મારે ત્યાં શું ખોટ છે ?" "હું એને ભૂખે નહિ મારૂં ?" "હું એ બાળકને તારે આધીન સોંપીશ." આવા કેટલાયે ઉદ્દગાર તે એકાંતમાં કાઢતી. એણે મહાદેવને વિનવ્યા, પ્રભુને પૂજ્યા, કૃષ્ણને કાલાવાલા કર્યા, જપ તપ કરાવ્યાં, બાધાઓ રાખી, કેટલાંયે વ્રત કર્યાં, ભુવા જતિનો આશરો લીધો. પરંતુ જીવનની પચ્ચીશીએ પહોંચવા છતાં એ માતા બની નહિ.



માતા થવાની પ્રબળ લાલસાએ અનીલા માર્ગ ભૂલી–ભાન ભૂલી. હવે અનીલા જરા ભેદી બની. બ્હેનપણીઓથી એ વિખૂટી પડી, પતિથી તે સ્હેજ બેદરકાર બની, એનું કવખતનું બ્હાર જવાનું વધી પડયું, ભય, ગભરાટ અને ચિંતાની લાગણી એના મોંઢા પર તરવરવા લાગી, એનું પ્રેમાળ હાસ્ય ફીકકું અને દાંભિક બની ગયું, એના નયનોમાં ચોરી–લુચ્ચાઇ ભરાઇ બેઠી.



અનીલા માતા બની. અનીલાના રૂપ સાથે જેનો મેળ જ ન મળે એવો બાળક અનીલાના ખોળામાં રમે છે. અનીલા તેને વ્હાલથી ચૂમે છે. એના લાલનપાલન પાછળ એ આખો દિવસ કાઢે છે. અનીલાનું બધું ધ્યાન બાળક પાછળ કેન્દ્રિત થઈ ગયું છે. અનીલાનું રૂપ માતૃત્વે વધારે ખીલી ઉઠયું છે. હવે અનીલા બ્હાર જતી નથી, એના દિલમાં ભય નથી, નયનોમાં લુચ્ચાઈ નથી. એ ઓટલા પર કે ઝરૂખે ઉભી રહેતી નથી. કોઇ પણ યુવાનને તે ધારી ધારીને જોતી નથી.



"જા! જા! તારા પપ્પા પાસે" એમ કહી અનીલાએ બાળકને બે હાથમાં લઇને પોતાના પતિ આગળ ધર્યો. બાળકે અનીલાનો પાલવ પકડી રાખ્યો ને રડવાનું શરૂ કર્યું. 'લે લે, ચાલ ના જતો! તું તો મારૂં જીવન છે.' એમ કહી અનીલાએ બાળકને છાતી સરસો ચાંપ્યો; એ જ વખતે એક યુવાન સડક પરથી નજર નાંખતો નાંખતો પસાર થયો. અનીલાએ તેને જોવો જોયો કે તરત જ નજર ફેરવી નાંખી અને અવળે મુખે ઝરૂખાની બારી બંધ કરી દીધી.



# રસિકા

રસિકા એટલે સમાજની એક કરૂણતા. સત્તર વરસની એ આશાભરી યુવતી સમાજના બંધનોને તોડી ફોડીને વિધવા હોવા છતાં બહાર ગમે ત્યારે ફરવા નીકળતી–સ્કૂલે અભ્યાસ કરવા પણ જતી. એના પહેરવેશ પરથી એ વિધવા છે એમ ભાગ્યે જ ખ્યાલ આવે.



નવા વિચારોથી તે અળગી ન હતી. એની બહેન એને ફરી પરણી જવાનું સૂચવતી. એનાં માતપિતા એ સૂચનાથી નારાજ હતાં અને એ કારણે એણે પોતાના મનને કચડી નાંખ્યું–આશાઓની હોળી કરી દીધી. આમ છતાં પણ તે ખુશખુશાલ રહેતી, ઘરનું સઘળું કામ કરતી, દરેકની સેવા ઉઠાવતી.



એની બહેનનો એક બાળક એ એની પ્રિય મૂડી હતી. એ બાળક પાછળ એનું ચિત્ત કેન્દ્રિત થઇ ગયું હતું. એ બાળકની તે ખૂબ જ દરકાર રાખતી. બાળકથી સુના પડવું તેને ગમતું નહિ. બાળકનો ઘડીભરનો વિયોગ પણ તે સાંખી શકતી નહિ. બાળક માંદો પડયો. સ્થિતિ જરા વધારે ગંભીર બની. રસિકાની મૂંઝવણ વધી પડી. એની પથારી પાસે એ તો બેસી જ રહેતી. "ભાઇ, તું નહિ જીવે? તારાથી આ

મારૂં જીવન છે, તેં મારી આશાઓ પૂરી કરી છે, તારે લીધે મેં સઘળું છોડી દીધું–મનને માર્યું, આ દેહનું પાવિત્ર્ય કેવળ તારા પરના પ્રેમને લીધે જ રહ્યું છે. પ્રભુ! તું એને કેવળ મારે ખાતર નહિ જીવાડે! એ મરશે તો પ્રભુ! તો...તો...મારા ચારિત્ર્યનો જવાબદાર હું તને ગણીશ." પથારી પાસે બાળકના મુખ સામે આર્દ્રભાવે જોતી જોતી આમ ઘણીવાર એ બબડતી.



પ્રભુએ અરજ સાંભળી. બાળક પથારીમાંથી ઉઠી હરતો ફરતો થયો. રસિકાના આનંદનો પાર રહ્યો નહિ. વારે ઘડીએ રસિકા બાળકને ગોદમાં લેતી અને બોલતી "તું મારૂં જીવન છે–મને જીવાડજે."

સમાજ રસિકા તરફ કરડી નજરે જુએ છે. કંઈ કંઈ વાતો કરે છે–ગોઠવે છે ને તેને ફેલાવે છે. રસિકા બાળકના લાલનપાલનમાંથી પરવારે તો એ વાત સાંભળે ને!



# સ્મૃતિ

"આવજો હો! ભૂલતા નહિ"

"તમને તે ભૂલાય ?!"

"અરે! સાસરે ગયા પછી બીજી દુનિયા યાદ આવવી મુશ્કેલ છે."

"ના, ના, ભાઇ! એમ તે હોય ?" ગાર્ડે સીસોટી મારી અને ગાડીએ ગતિ ધારણ કરી. યુવતીની આંખો એક જ દિશા તરફ ઠરી રહી. પ્રસંગો ને કેટલીક સ્મૃતિઓ આંખમાં આવીને જડાયાં. બેઉ હાથ સ્હેજ હાલ્યા. 'આવજો–ભૂલતા નહિ' વાતાવરણમાં ને હૈયામાં રહી ગયું ને ગાડી સ્ટેશન બ્હાર નીકળી ગઇ.



"તમે દુ:ખી છો નહિ ?"

"ના"

"તમારૂં કોઇ નથી કેમ ?"

"ના"

"તમે જુઠું બોલો છો. તમારા અંતરમાં તમને કંઇ ડંખી રહ્યું છે."

"ના, ના, બ્હેન એવું કંઇ નથી."

"નોકરીની ફીકર લાગી છે?"

"નારે. એની ફીકર કરીને અત્યારે શું કામ છે?"

"પણ તમારે નોકરી કરવાનો વખત નહિ આવે?"

"ઉપરથી વરસાદ પડવાનો હશે!"

"મને જો સારૂં સાસરૂં મળશે તો દર મહિને તમને મોકલ્યા કરીશ."

"તમે ગરીબ થઇ જશો."

"એમાં શું?"

યુવક સ્ટેશનની બહાર નીકળતાં એક પ્રસંગને યાદ કરી રહ્યો હતો ત્યાં ભાડુતી ગાડીવાળાઓએ એની વિચારમાળામાં ભંગ પડાવ્યો. યુવક ગાડીમાં બેઠો.

"આજે અહિં જ જમી લો ને."

"ના, ઘરે જ જમીશ."

"અરે, એમ તે કંઇ હોય?"

"બહુ આગ્રહ ન કરો તો સારૂં"

"હવે બધી સફાઇ જવા દો!"

અને ઘર આવતાં પુનઃ વિચારમાળામાં ભંગ પડયો.

❧

યુવક ને યુવતી એ બે મિત્રો હતાં. બેઉના માર્ગો જમાનાએ એક કરી દીધા હતા. બેઉને એકબીજાનું સાન્નિધ્ય ગમતું. યુવાવસ્થાની સમીપ આવતાં યુવતીએ ભાવિ જોડયું–સાસરે વિદાય થઇ–ને યુવક માત્ર સ્મૃતિઓ જાળવી રહ્યો.

❧

આજે બે બે વરસનાં વ્હાણાં વીતી ગયાં છે. યુવતીનો એક પણ કાગળ યુવક પર નથી—એકેય સંદેશો નથી. યુવતી યુવક વિષે જાણતી નથી. યુવક યુવતી વિષે પણ કંઈ જાણતો નથી. યુવતીને યુવકને ભૂલી જવાની ફરજ પડે છે કારણ કે એમાં એનું જીવન રહેલું છે, એમ એને માલમ પડે છે. સાસરૂં એ જ વસ્તુ એને કહે છે—પતિ પણ એ જ આશા એની પાસે રાખે છે.



સુંદર બાગ બગીચાની વચ્ચે શોભતા રાજમહેલ જેવા બંગલામાં, નોકર ચાકરોની ધમાલમાં, પૈસાની છનાછનીમાં, હાસ્ય વિનોદ ને મોજ-શોખમાં યુવતીનું જીવન પસાર થાય છે.



આજે એ બંગલામાં ગંભીરતા હતી. યુવતીનો નાનો બાળક ગંભીર બીમારીમાં સપડાયો હતો. ઘરનાં સઘળાં અશ્રુભીની આંખે એ નાના બચુની પથારી તરફ જોઈ રહ્યાં હતાં. યુવતી નીચું માથું રાખી પથારી પર બેઠી હતી. ન હાલે કે ન ચાલે. થોડી થોડી વારે માત્ર નાના બચુની મુખકાંતિ પર નજર નાંખી લે અને પાછું પોતાનું માથું બે ઘુંટણ વચ્ચે દબાવી દે. એ બાળક એનું સર્વસ્વ હતું. એ બાળક પાછળ એ ગાંડી બની હતી. એ બાળકે પતિ—સાસુ—નણંદ બધાના ડંખ ભૂલાવી દીધા હતા. એ બાળક સાથે એણે કેટલીયે દુઃખની વાતો કરી દિલાસો લીધો હતો. એ બાળકના ઝભલાંથી ઘણી વાર એણે આંસુ લૂછયાં હતાં. બાળકનું હાસ્ય એ જ એનું સુખ હતું. એ બાળક આજે બેદરકાર બની આંખ મીંચી પડી રહ્યું હતું. એનું હાસ્ય ઉડી ગયું હતું. બાળકનો પિતા તો એના ધંધામાંથી જ બહાર નીકળતો ન હતો. વખત મળતાં તે ઓરડામાં આવીને ખબર પૂછી જતો. એ પિતા ન તો માતૃહૃદય પારખી શક્યો—એ પતિ ન તો પત્નીહૃદય પારખી શક્યો.



રાત અને દિવસ પસાર થયાં. ડૉક્ટરોએ પણ આશા આપી નહીં. 'આ જુઓ! આ છેલ્લી જ દવા છે. આ અસર કરે તો કરે, નહીં તો પછી આશા મૂકી દેજો.' એમ કહીને ડૉક્ટરે એક દેશી દવાની બાટલી લખી આપી. બાળકના પિતાએ બજારમાંથી બાટલી મંગાવી. નોકરે બાટલી શેઠના હાથમાં આપી. શેઠે બાટલી જોઈને જ ડોકું હલાવ્યું. એ બાટલી પર એક દેશી માણસનું નામ હતું. દવા દેશી હતી. બાટલીના રૂપરંગ પણ આકર્ષક ન હતા. એણે બાટલી પોતાની પત્નીને આપી. પત્નીએ ચમચામાં દવા કાઢીને બાળકને પીવાડી.

બાળકે સ્હેજ પાસુ ફેરવ્યું. થોડીવાર રહીને આંખનાં પોપચાંએ હાલવાનો પ્રયત્ન કર્યો. એક હાથ સ્હેજ ઉંચો થયો ને વળી પાછો નીચે પડયો. જેટલું ચેતન બાળકમાં દેખાયું હતું એટલી જ પાછી જડતા દેખાઇ. આશાની એક લહેરી આવી ને પાછી જતી રહી. થોડી વાર રહીને બીજો ચમચો દવાનો આપ્યો પણ કંઇ અસર ન જણાઇ. પાંચ છ કલાક વીતી ગયા ને બાળકે સ્હેજ ચીસ પાડી. માતૃહૃદય ધબકી ઉઠયું. બાળકની આંખ ખૂલી-હાથ પગ હાલ્યા ને ઘરના માણસોમાં જીવ આવ્યો. ડૉક્ટર આવ્યા ને તેણે આશા આપી. બાળક સુધારા પર આવતું ગયું. ક્ષિતિજ પર ગયેલો સૂર્ય જાણે પાછો પૂર્વ દિશા પર આવી રહ્યો. માતૃહૃદય પુનઃ મલકી ઉઠયું-મ્હેકી ઉઠયું.



"જો તને આ દવાએ જીવાડયો" માતાએ બાળકને બાટલી બતાવી રમાડવા માંડયો. "આ દવા ન હોત તો?" એણે કલ્પના કરી ને આંખમાંથી આંસુ નીકળી પડયાં. ત્યાં અચાનક એ યુવતીની આંખ બાટલીના લેબલ પર પડી. એની આગળ આખો ભૂતકાળ તરી આવ્યો. ભૂતકાળનો એનો મિત્ર એની આંખ સામે આવી ઉભો રહ્યો. વિદ્યાર્થી અવસ્થાના એ યુવક મિત્ર સાથેના પ્રસંગો એક પછી એક એની નજર આગળ આવી ગયા. "યુવકનું શું થયું હશે? તે શું કરતો હશે? એની

દરકાર કોણ રાખતું હશે ?" એવા પ્રશ્નોથી એની મુંઝવણ વધી પડી. બાટલી પરના યુવાનના નામને એકીટસે એ નીરખી રહી.



ત્રણ વરસે યુવક પર કાગળ આવ્યો:—

બાબુશ્રી.........

હું તમને ભૂલી ગઇ હતી. ભૂલી જવાની મને ફરજ પડી હતી. તમે એ સમજી શકતા નથી ? તમારી આગળ કોઇ વસ્તુ અજાણ્યુ નથી. તમારા ઉપકારનો બદલો હું શું આપી શકું ? તમારી દવાની બાટલીથી બચુને નવું જીવન પ્રાપ્ત થયું છે. એજ, યાદ કરતા રહેશો. મારી ફીકર કરશો નહિ.

યુવકે કાગળ વાંચ્યો ને તે સ્હેજ મલકાયો, આનંદ પામ્યો ને ખુરશીમાં નયનો મીંચી ક્યાં સુધી પડી રહ્યો.



# પ્રતિભા

રૂંલોથી શોભિત ઝૂલતી લટ, હાથ પર અથડાઇ રણકો ઉભી કરતી બંગડી, પાવડર ને પફની સજાવટ અને કોમળ હાથે ઝલાયેલાં ભણવાનાં પુસ્તકોએ પ્રતિભાના વૈધવ્યને ઢાંકી દીધું હતું. કેળવણીના સતત સંસર્ગે કરીને પ્રતિભા કુમારી ગણાતી. કેટલાક પરણેલા યુવકો કેળવણીના સંસર્ગે કુમારા ગણાતા અથવા પોતે હજી પરણ્યા નથી એમ પણ જાહેર કરતા. કેટલાક બેકાર રહેવું પડે એટલા ખાતર કેળવણીનું ઓથું લેતા. નહિ પરણવાની ઇચ્છા ધરાવનારા માટે પણ કેળવણી એક સાધન બની ગઇ હતી. આમ કેટલાક માટે કેળવણી દિલાસારૂપ બની જતી અને કેટલાકને માટે કેળવણી એક ઓથું બની જતી. કેળવણીનો આ ઉપકાર કંઇ ઓછો છે ? !

પ્રતિભા વૈધવ્ય ને ઉમ્મર બેઉને છુપાવતી છુપાવતી, યુવાનોનો સંસર્ગ સાધતી સાધતી, "રખેને કોઇ જાણી જશે" એમ બ્હીતી બ્હીતી, રોજ બદલાતા સંસારમાં એક સરખી ગતિએ ચાલી જતી હતી.



વર્ષો પહેલાં પથારી પાસે પ્રતિભા બેઠી બેઠી કકડાવડે માંખો ઉરાડતી હતી. કોઇ વખત દવાની બાટલી નમાવી દવા આપતી હતી.

કોઈ વખત એ પથારીમાં પડેલા પોતાના પતિના પગ દાબતી હતી અને કોઈ વખત ચોધાર આંસુએ રડતી હતી.

"પ્રતિભા, હું નહિ જીવું હોં!"

"તમે એવું વખત કવખત બોલ્યા ન કરો. આ સંધ્યાકાળે આવાં વચનો બોલી મને દુઃખી ના કરો" આમ બોલી પ્રતિભા પોતાના પતિ તરફ અનિમેષ જોઇ રહી.

"પ્રતિભા, મેં તારૂં જીવન બગાડયું નહિ?"

"કોણે કહ્યું?"

"મને લાગે છે ને, હાં, પણ તું એક કામ કરશે?"

"શું?"

"હું નહિ હોઉં ત્યારે......અને પ્રતિભાએ પોતાના પતિને અધ-વચ બોલતો અટકાવી દીધો.

"પ્રતિભા! તું મને ચાહે છે ને?"

"તમે આવું તે શું પૂછતા હશો!"

"તું બીજાને ચાહી શકે ખરી?"

"જો પાછા—"

"ના—ના આ તો હું ન હોઉં ત્યારે......" પ્રતિભાએ પુનઃ પતિના મોંઢે હાથ મૂકયો.

"પ્રતિભા જરા આમ આવ" પતિએ પ્રતિભાને બોલાવતાં એ પતિના ખાટલા પર જઇ બેઠી.

"તને મીરાંબાઈનાં ભજન આવડે છે?"

"હા"

"તો એકાદ ભજન ગા, તારો કંઠ બહુ મીઠો છે."

"મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ" એ ભજન પ્રતિભાએ ઉપાડયું. પતિનું હૈયું નવી દુનિયામાં વિચરી રહ્યું હોય એમ દેખાયું. પ્રતિભાનું ભજન પૂરું થયું.

"કેમ! ગમ્યું?"

"હા,"

"બીજું ગાઉં?"

"ના"

"ત્યારે?"

"બેસી રહે"

"ક્યાં સુધી?"

"મીરાંએ કદી આવો પ્રશ્ન પૂછ્યો હતો, પ્રતિભા!"

"એટલે?"

આ પ્રશ્નનો જવાબ ન આપતાં પ્રતિભાના પતિએ આંખ મીંચી દીધી. ઘણીવાર સુધી પ્રતિભા ત્યાં બેસી રહી.

❧

"પ્રતિભા! આ દુનિયામાં મીરાં મળી શકે ખરી?"

"દરેક સ્ત્રીમાં મીરાં જેવું જ હૃદય હોય છે......પણ સંજોગો ને સંસર્ગો કંઇ નવી જ વસ્તુ ઘડે છે. ઘણીયે મીરાં જેવી સ્ત્રીઓ છે"

"તું મીરાં થઇ શકે?"

પ્રતિભા મૂંગી રહી.

"તારાથી વિયોગદુ:ખ સહન થશે, પ્રતિભા?"

પ્રતિભા આ વખતે પણ મૂંગી રહી.

❧

"પ્રતિભા, હું જાઉં છું ?"

"ક્યાં ?"

"પ્રતિભા, મારે જવું જોઇએ."

પ્રતિભા રડી પડી. એના પતિના શરીરના ચેનચાળા વધી પડ્યા. દેહના ઘાટમાં ફેરફાર થયો. મુખનું તેજ વધી પડ્યું. નાકની દાંડી નાકા પરથી વળી ગઇ. પગનાં તળીઆં ઠંડા થવા માંડયાં. હૃદય અને નાડીના ધબકારા વધવા માંડયા.

પ્રતિભાએ ખાટલાની આસપાસ પ્રદક્ષિણા કરી, પતિની આરતી ઉતારી, નમસ્કાર કીધા, પતિના ભાલે ચાંલ્લો કર્યો, ચોખા ચોઢ્યા. પતિ પથારીમાં સ્થિર થઇ ગયો. એણે આ બધું જોયા જ કર્યું. પ્રતિભાએ અમીથી ભરેલી આંખો પતિની આંખમાં પરોવી. પ્રતિભાની ત્યારની મૂર્તિને આંખોએ હૈયામાં ઉતારી દીધી અને હૈયાના ધબકાર બંધ પડ્યા. હિંદુધર્મની એ સંસ્કૃતિ. અને પ્રતિભા—એક અજબ શક્તિ—એક શાંત ધૈર્યમૂર્તિ.



એક પતિપત્ની એક બીજાને અનહદ ચાહતાં હતાં. પ્રતિભાને એક બીજવર જોડે પૈસો ઠીક પ્રમાણમાં હોવાથી પરણાવવામાં આવી હતી. પ્રતિભાએ તે વખતે સંતોષ માન્યો હતો અને પતિના દિલને એ જરા પણ ઉણપ લાગવા દેતી નહિ. પ્રતિભાનો પતિ પણ પ્રતિભાની બધી આશા પૂરી કરતો હતો અને પ્રતિભાને હંમેશ ખુશખુશાલ રાખતો.



પ્રતિભા એકલી પડતાં માલમિલ્કત પર ભાગલાગ ધરાવનારાઓએ પોતપોતાનાં તાળાં લગાવ્યાં.

પ્રતિભાએ પણ પોતાનું તાળું લગાવ્યું. કૌટુંબિક ઝઘડો ઊભો થયો. પ્રતિભા પોતાની માને ત્યાં રહેવા ગઇ. લાંબા ગાળા પછી પ્રતિભાને નહિ જેવી મિલ્કત અને એક ઘર મળ્યું.



પ્રતિભાએ લગ્ન વખતે અભ્યાસ છોડી દીધો હતો તે પાછો શરૂ કર્યો ને પ્રતિભાના ભુતકાળ પર અંધકાર છવાયો. પ્રતિભાના દિલ પર પણ અંધકાર છવાયો ને તેમાં કેટલીયે મીઠી સ્મૃતિઓ, પતિના લાડ-કોડ, ધર્મ-ભાવના વગેરે છૂપાઇ ગયાં. ઘણીવાર એકાંત એ વસ્તુને ડુબકી મારી ઉપર લાવતું પણ એ મૂગું વિકૃત એકાંત પ્રતિભા પર કંઇ પણ અસર કરતું નહિ. એ એકાંત પણ એને અનુકૂળ બની ગયું હતું.



હવે અભ્યાસ કરવા જતી પ્રતિભા રસ્તામાં ઉભી રહી કોઇ કોઇ પુરૂષ મિત્રને ઘેર આવવાનું આમંત્રણ આપે છે. પ્રતિભાના પુરૂષમિત્રો વધી પડયા છે. પ્રતિભા એમાં આનંદ માને છે. પ્રાતભાની માતા પ્રતિભાને કંઇ કહેતી નથી, પ્રતિભાને વારતી નથી. આમ છતાં કુટુંબમાં ઘણીવાર કલહ થાય છે પણ તે કલહ આગળ વધતો નથી. ત્યાં જ સમાઇ જાય છે.

"જો તારે મારી વાતમાં બોલવું નહિ"

પ્રતિભા માને ઘણીવાર ધમકાવતી. અને પાછો થોડા દિવસ રહીને એક સૂર ઉઠતો.

"તું તારે એની પાસે લઇ લેજે ને!" પ્રતિભા માને કહેતી.

"એ આપશે?" મા પ્રશ્ન પૂછતી.

"હા, તારે ક્યાં ઓળખાણ નથી?"

અને પછી બેઉ જણાં હસી પડતાં.



પ્રતિભા સુંદર રીતે દંભ કરી શકતી. એનું વાક્ચાતુર્ય પણ અજબ હતું. એ ઘણુંખરૂં છુપાવી શકતી. વખત આવે એ આજીજી કરી શકતી–નમ્ર બની શકતી–વખત આવે એ રૂવાબ પણ કરી શકતી.

"આવો! આવો! ભાઇ"

"કેમ બહેન, મઝામાં તો છો ને?"

પછી બેઉ જણાં વાતોએ ચઢતાં. અને એ વાતમાં જ્યારે કંઈ પૈસા બાબતની વાત નીકળતી ત્યારે "તમે ભાઈ શું કામના ? તમે લાવી આપજો !" એમ પ્રતિભાની મા બોલી ઉઠતી અને આંખનું એક ભવું પ્રતિભા તરફ જોઇને ઉંચે ચડતું ને નીચે ઉતરતું.



પ્રતિભાની સ્હામે એક બાળવિધવા રહેતી હતી. એ વિધવાએ ધર્મનાં પુસ્તકોને પોતાનાં સાથી બનાવ્યાં હતાં. સતી સીતા, દ્રૌપદી, દમયંતીનાં જીવનચરિત્રો ને કષ્ટો એ વિધવાના જીવનતત્ત્વ બની ગયાં હતાં. પ્રભુની પૂજા એનો પરમ સંતોષ હતો. પ્રભુના પદો એનું જીવનસંગીત હતું અને પ્રભુનાં ચિત્રો–સાધુ સંતોના ચિત્રો એના એકલવાયા જીવનમાં માનવીની ગરજ સારતાં હતાં. ઘણીવાર ચિત્રો સ્હામે જોઇને એ કંઇક અસ્પષ્ટ બોલતી. વિધવાના પરમ–પવિત્ર ત્યાગી જીવનને બેઉ મા દીકરી બા'રીએ ઉભાં ઉભાં હસી કાઢતાં અને મીઠી મશ્કરી કરતાં.

વિજ્ઞાનના જમાનાના સાધનોએ પ્રતિભાની ઇજ્જત અને પ્રતિભા જાળવ્યાં, અને દહાડે દહાડે એ અધઃપતનના માર્ગે ઘસડાતી ગઇ. પહેલાંની પ્રતિભા ને હમણાંની પ્રતિભા વચ્ચે એક ઊંડી ખીણ પડી. કોઇએ એને માર્ગદર્શન કરાવ્યું નહિ. અને કોઇ માર્ગદર્શન કરાવશે કે કેમ એ માટે શંકા છે. એની ચિત્તવૃત્તિ ને સંસર્ગ જ એ માટે જવાબદાર ગણાય. એ ઊલટી દિશા તરફ ઘસડાય છે. પ્રતિભા ક્યાં જઇને અટકશે એ કહેવું મુશ્કેલ છે–કલ્પવું મુશ્કેલ છે.



"પ્રતિભા !"

"બોલો શું છે ?"

"એક વાત કહું !"

"ખુશીથી"

"તને ગમશે ?"

"તમે જ આખા ગમી ગયા તો તમારી વાત નહિ ગમે ?"

"આપણે પરણીએ તો ?"

"હવે પરણીએ ?"

"બગડી શું ગયું !"

આ વાતની એની માને ખબર પડી. માએ યુવકને કહ્યું કે અમારી કંઇ નાતરીઆ નાત નથી સમજ્યા! મારી છોકરીને દુઃખ શું છે કે તે ફરી પરણે ? એ વિસમી સદી અમારા ઘરમાં નથી.



"મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ" એ ગીત સ્હામે રહેતી વિધવાએ ઉપાડયું. એ ગીત બારીએ ઉભેલી પ્રતિભા સાંભળી રહી. એ સ્હેજ હસી ને મુખ મચકોડી અંદર ચાલી ગઇ ને એવામાં એક યુવાને પ્રતિભાના ઘરનો દાદર ચઢવા માંડયો. દાદરને પગથીએ પગથીએ પ્રતિભાનો ભૂતકાળ દબાતો ગયો–છૂંદાતો ગયો. ઓરડામાં એ યુવક આવ્યો ને ગવાતું ગીત બંધ પડયું.



# ' એ '

સવારે ને સાંજે, બપોરે ને રાતે જ્યારે હું ઘેરથી ઑફિસે અને ઑફિસેથી ઘેર જતો ત્યારે હું એને બારીએ બેઠેલી જ જોતો. બારીના આડાં લાકડાં સાથે માથું ટેકવીને તે રસ્તાને પેલે છેડે મીટ માંડી બેઠેલી જ હોય. એનાં નયનો કોઇની પાસે જવાબ માંગતા હોય એમ લાગતું.

જતા આવતા લોકો, ખાસ કરીને યુવાનો–વિદ્યાર્થીઓ ત્યાં આવતાં જ ઉંચે જોતા–જોઇ રહેતા અને ચાલ્યા જતા. પણ–પણ તેની દૃષ્ટિ કોઇની સાથે પણ મળતી નહિ–તે કોઇની સ્હામે જોતી નહિ.

વર્ષો થયાં તેની બેઠક ત્યાંની ત્યાં જ હતી. તે જ ઢબે, તે જ નયને તે ત્યાં બેસી રહેતી–બેસી રહેલી જોવામાં આવતી. રસ્તાને તે જ છેડે તેનું માથું નમેલું રહેતું અને તે જ છેડે તેનાં નયનો ચોંટી રહેલા માલમ પડતાં.

કોઇ તેને નીચું જોવડાવવાનો–હસાવવાનો પ્રયત્ન કરતા, એનું ધ્યાનભંગ કરાવવાને ગમે તેવા ચાળા કરતા, કેટલાક ખીસ્સામાંથી રૂપિઓ કાઢી ત્યાં ફેંકી અવાજ કરતા, કેટલાક સીસોટી વગાડતા, કોઇ રૂમાલ હલાવતા તો કોઇ ફૂલ ફેંકતા કે ત્યાં નકામા નકામા આંટા મારતા, પણ તે તો સ્થિર ને અલિપ્ત જ રહેતી–તેને કોઇની જરૂર ન હતી.

એ પૈસા ઢૂંઢે છે, એ પ્રીતમ શોધે છે, એ ત્યજાએલી છે, એ વિધવા છે, એ પતિતા છે, એ કુંવારી છે, એ રોગીષ્ટ છે એવાં ઘણાં ઘણાં કારણો લોકો પાડપડોશમાંથી-ગમે ત્યાંથી પૂછી પૂછીને લાવતા ને દુનિયાને સો ટકાની ખાત્રી "ખરૂં કહું છું" એમ કહીને આપતા.

મારી દૃષ્ટિ પણ રોજ ત્યાં પડતી. મારી દૃષ્ટિ જ યાંત્રિક બની ગઈ હતી. તે જગ્યા આવે ને મારાથી ઉંચે જ જોવાઇ જાય. દૃષ્ટિ ત્યાં ઠરે ન ઠરે અને તરત જ પાછી જમીન પર ચાલી આવે. ૧૭ વરસની યુવતીની આ દશા હું આજ ચાર ચાર વરસથી નિહાળતો-લોકો નિહાળતા હતા પણ એ પ્રત્યે બધા જ મૂંગા હતા.



એક દિવસે મારી દૃષ્ટિ ત્યાં પડી, એટલામાં જ તેની દૃષ્ટિ ધ્રૂજી અને તરફડીયાં મારતી એ આંખોએ મારી આંખો સાથે મેળ સાધ્યો. એનું તપભંગ થયું મેં દૃષ્ટિને ખેંચી લીધી, ત્યાં-"ઉભા રહેજો" એક થડકારા મારતું વાક્ય મારા કાને પડ્યું ને હું ઉભો રહ્યો.

"ચાલો!" એણે નીચે આવીને મારી સાથે ચાલવા માંડ્યું.

"ક્યાં?" મેં વિચિત્રતા અનુભવીને પૂછ્યું.

"તમારી સાથે."

"કેમ?"

"તમે એમના મિત્ર હતા ને!"

"કોના?"

"એમના."

"પણ એમના એટલે?"

"તે હું નથી જાણતી."

"ત્યારે?"

"મારી બા કહેતી હતી."

"શું કહેતી હતી?"

"કે તમે એમના મિત્ર હતા."

"કંઈ નામ નિશાન ?"

"ના, કંઈ જ નહિ."

"પણ અત્યારે તમે ક્યાં જાઓ છો ?"

"તમે ગભરાવ છો કેમ ? મારે થોડુંક જ કામ છે."

"પણ તમારે કોનું કામ છે ?"

"મારે જેનું કામ છે તેને તમે નહિ ઓળખો, ચાલો ! મારી પાસે બહુ વખત નથી."

"હા, ચાલો મારે પણ મોડું થાય છે."

"ત્યારે શું તમે પણ મારી સાથે આવો છો ?" એણે મને વિચિત્ર પ્રશ્ન કર્યો.

"હું તમારી સાથે આવું છું કે તમે મારી સાથે આવો છો ?" મારાથી પૂછાઇ ગયું.

"લો, લો, ચાલો."

જ્યાં રોજ એ મીટ માંડી રહેતી ત્યાં અમે બે આવી પહોંચ્યાં. "બસ ! બસ ! અહિંયાં જ." એણે મને થોભવા કહ્યું.

"કેમ ?"

"કંઇ નહિ, હવે તમારે જવું હોય તો જાવ."

"અને તમે ?"

"હું ઓછી અહીં બેસી રહેવાની છું ?"

"ત્યારે ?"

અને ધબ દઇને એ જમીન પર પડી. પડતાંની સાથે જ લોહીની ધારા માથામાંથી વહેવા માંડી ને થોડી વારમાં તે પ્રાણહીન બની ગઈ. લોકો એકઠા થઇ ગયા. તેની મા દોડતી આવી પહોંચી–ગભરાઇ ઉઠી. માની આંખમાંથી આંસુની ધારા ચાલી. મારી આંખમાં આંસુ આવ્યાં. લોકોએ મારી સામે જોયું–મેં એના મૃતદેહ સામે જોયું.

એ જ્યારે નાની હતી, સાતેક વર્ષની, ત્યારે એને પરણાવવામાં આવી હતી. એ એના પતિને ઓળખે તે પહેલાં જ એનો પતિ મરણ પામ્યો. માને આઘાત લાગ્યો. છતાં પણ એ વિધવા છે એમ એને સ્હેજ પણ લાગવા દીધું નહિ–એ વાત એ ન જાણે એ માટે સતત કાળજી રખાઇ–શક્ય સઘળા પ્રયત્નો અમલમાં પણ મુકાયા.

એના જીવન પર અંધકારનું સામ્રાજ્ય ફેલાવવામાં આવ્યું. એનું મન વાંચવા–ગાવા, અને ચિત્રકામમાં પરોવવામાં આવ્યુ. એને પણ બ્હાર નીકળવાનું મન થતું નહિ. એક દિવસ એણે એક નવલકથા વાંચી– એ નવલકથામાં નાયિકાનો પતિ રોજ ઑફિસેથી આવતો અને નાયિકા રોજ બારીએ વાટ જોતી સાંજે બેસી રહેતી. એ એણે વાંચ્યું. એ જાગૃત થઈ. એને ભાન આવ્યું. મા આગળ એણે લગ્નની વાત ઉપાડી. મા રડી પડી. છોકરી વસ્તુસ્થિતિ જાણી ગઇ. આખો પડદો ઉંચકાઈ ગયો. એણે પણ નવલકથાની નાયિકાની માફક બારીએ બેસવા માંડયું. રસ્તાના છેડા પર મીટ માંડતાં આ રીતે વર્ષો વીત્યાં.

એણે બૂમ મારી. હું ઉભો રહ્યો. જીવનમાં પહેલી જ વાર એ પુરૂપ સાથે નાકા સુધી ગઇ, પણ એ ક્ષણજીવી ગમન અને પુરૂપનો સહચાર એને ન ફાવ્યાં અને એણે દેહ છોડયો. જેને એ ઓળખતી ન હતી, જેને એણે જોયો ન હતો એની માત્ર કલ્પના કરીને તેને મળવા એ ઉપડી ગઈ.

હવે બારીએ કોઇ બેસતું નથી–બારી બંધ રહે છે–કોઇ ઉંચું જોતું નથી.

માત્ર બાકી રહે છે એક કાર્ય અને તે સમાજનું–એની રહી સહી અપકીર્તિની ગાથા ગાવાનું. સમાજ એ ગાશે, સાંભળનારા પણ મળી રહેશે. સમાજમાં કોની ખોટ પડી છે?



# લીલી-સૂકી

આખો દિવસ સરિતાએ ઉરમાં સમાવી રાખ્યો, તો પણ કોણ જાણે શા કારણે ક્રોધથી લાલ બની રીસામણાં લઇ સૂર્ય પોતાની છેલ્લી નજર-તીરછી નજર જગત પર નાંખી કયાંય અદૃશ્ય થયો. એકાએક પાસેના મંદિરમાં ઘંટારવ થયો ને બહાર પાટલો માંડીને ફૂલ વેચવા બેસી રહેતી માલણ સ્હેજ નિરાશ થઇ. ફૂલની છાબડીઓ ખસેડવા લાગી. પાસે બેઠેલી તેની નાની છોકરી આમતેમ ટાંકાટેરા કરવા લાગી.

" આજે કંઇ બહુ લોક આવ્યા નહિ " માલણે એક નિસાસો નાંખ્યો.

"બા ખાવા આપને, ભૂખ લાગી છે" નાની છોકરી કામમાંથી મુક્ત થતાં ભૂખને યાદ કરતી બોલી.

"આપું છું. લે, આ બે આના ઝાલ. હું પાટલો ઉંચકી લઉં."

મંદિરનો પૂજારી ખૂણે ખાંચરે આરતી પછી શોધ કરવા મંડી પડયો હતો. પૈ-પૈસો કરી તેણે આઠેક પૈસા જેટલો મેળ કર્યો. દેવીની મૂર્તિ સ્હામે પૂજારીએ જોયું. એ કંઇક બબડયો.

દેવીની મૂર્તિને એક જર્જરિત વસ્ત્ર પહેરાવવામાં આવ્યું હતું. એનું એજ વસ્ત્ર વાર તહેવારે પણ રહેતું હતું. દેવીને કપડાંની બહુ

ટાપટીપ ગમતી નહિ હોય, યા કપડાં બદલવાની ફુરસદ નહિ હોય અથવા તો મંદિરના પૂજારીની સ્થિતિ ન હોય, ગમે તેમ હોય પણ વસ્ત્ર એનું એજ સદાયે જોવામાં આવતું. હાથ પર તથા ગળામાં સફેદ ચળકતાં કોડિયાંનાં ઘરેણાં હતાં.



પંદર વરસનો લાંબો કાળ વીતી ગયો છે. એ મંદિરના ચોગાનમાં આજે મોટરો અને ગાડીઓ ઉભી રહી છે. લોકોનાં ટોળાંના ટોળાં જોવામાં આવે છે. મોટા ઘરની સ્ત્રીઓ, શ્રીમંતોના નબીરા, રૂના દલાલો, કમીશન એજન્ટો, મીલમાલેકો, એ બધા ત્યાં દેખાય છે. બારે દિવસના મેળા જેવું ત્યાં વાતાવરણ થઈ રહે છે. યુવાનો ને શ્રીમંતો ત્યાં રોજ આવતા; ઘણીવાર તો દિવસમાં બે વખત પણ આવતા, બાળકો વૃદ્ધો સાથે અઠવાડીઆમાં બે ચાર વખત આવતા, ને પગે ચાલનારા, મજૂરી કરનારા, કારકુની કરનારા વિગેરે રવિવારના દિવસે તૂટી પડતા.



શહેરથી મંદિરે જવાના રસ્તા ઉપર પેટ્રોલના પંપ ઉભા કરી દેવામાં આવ્યા છે. થોડે થોડે દૂર ખાવાનાની દુકાનો ને ચાહની હોટલ મંડાઈ ગઇ છે. વિજળીના થાંભલા પણ આવી ગયા છે. નીરવ નિર્જન ગણાતો માર્ગ એક રાજમાર્ગ જેવો બની ગયો છે.



અને પેલી માલણ, તેના મોઢાં પર કરચલી પડી ગઇ છે. આંખોનું તેજ સ્હેજ ઘટી ગયું છે. આજે સ્થિતિ તદ્દન ઉલટી છે. પેલી મૃદુ બાલિકા કન્યકાની અવસ્થાને વટાવી ગઇ છે. તે આજે ફૂલ વેચવા બેઠી છે અને તેની મા આમ તેમ ટકોરટેરા કરે છે.



ગુલાબ ને મોગરાનાં ફૂલ છાબમાં પડયાં છે. પાસે એ નવયૌવના—ચારૂવર્ણી—રૂપરૂપનો અંબાર બેઠી છે. છાબમાં મહેંકી ને ખીલી ઉઠેલાં મોગરા ને ગુલાબનાં ફૂલો કદાચ એ નવયૌવનાને જોઇને જ આમ આખો દિવસ ખીલેલાં રહેતાં હોય એમ લાગતું. અને જ્યારે તે પોતાની કોમળ અંગુલિ વડે ફુલડાં લેતી, ત્યારે એ ફૂલોની કોમળતા વધારે કે એની એ આંગળીની એ માટે સહેજે સંશય થતો. લોકોની ત્યાં ઠઠ જામતી. અડધો અડધો કલાક ઉભા રહેતા ત્યારે દેવીને ચઢાવવા માટેનાં ફૂલો મળતાં. એ પણ નીચું જોઇને ફૂલો આપ્યે જ જતી. એ ફૂલને જોતી—ફૂલ એને જોતાં અને લોકો એના દેહને—મુખને અને કોમળ પાંખડીઓ સાથે ઝડપભેર ગેલ કરતી એની અંગુલિઓને નિરખી રહેતા. એની આંખમાં કેટલી મિઠાશ છે, કેટલી મૃદુતા છે એ તો માત્ર છાબમાં પડેલાં મોગરો ને ગુલાબ જ જાણતાં.

❧

મંદિરની દેવી આગળ ફૂલોનો ઢગલો ઉંચો ને ઉંચો વધતો જ જાય છે. ધૂપદાનીમાં અખંડ ધૂપ બળ્યા કરે છે. દેવી દિવસમાં બેચાર વખત જરીનાં નવાં નવાં રંગના વસ્ત્ર પહેરે છે, એટલું જ નહિ પણ વસ્ત્રની અંદર જાતજાતનાં સુગંધિત અત્તરો નાંખે છે. હીરાની જડ નાકમાં રહી રહી ચમકારો કરે છે. કાનના કુંડળ ઝુલી ઝુલી ચમકારાને ગતિમાન કરે છે. મોતીની જાંમડીઓ પર પડતો દીપકનો ઝળહળતો પ્રકાશ વધારે દેદીપ્યમાન થઈ દેવીની મૂખકાંતિને અધિક ચમકાવે છે. અને પેલો મંદિરનો પૂજારી આનંદથી આમતેમ ફરે છે. પિત્તળ ને ત્રાંબાની માણુમાં પૈસા વરસાદની માફક પડે છે.

❧

એ માલણ યુવતી આગળ કેટલીયે પ્રકારના મનુષ્યો, યુવાનો, શ્રીમંતો, મોટરવાળા, ગાડીવાળા ફૂલ લેવા આવે છે. એ નથી બોલતી કે નથી કોઈની સ્હામે જોતી. જે ત્યાં ફૂલ લેવા જતું એ એમ ઇચ્છતું

કે મારી સાથે બોલશે, મારી સ્હામે જોશે પણ છેવટે નિરાશા પ્રાપ્ત થતી. કેટલાક પૈસા કાઢી કહી દેતા કે પૈસાનાં ફૂલ આપજો, બે પૈસાના ફૂલ આપજો. એ બધા નિખાલસ દિલના મનુષ્યો કહેવાય. પણ કેટલા ત્યાં જઇ હાથમાં બેઆની કે ચાર આની મૂકયા પછી કંઇ પણ બોલતા નહિ, માત્ર ઉભા ઉભા એની તરફ જ અનિમેષ જોયા કરતા. એ પણ પૂછ્યા વગર બે એક પૈસાના ફૂલ બાંધી દેતી અને બાકીના પૈસા પાછા આપતી. અને ત્યારે પેલો ફૂલનો ઘરાક પૂછતો ; કેટલાનાં આપ્યાં તમે ? અને તરત જ બાજુમાં બેસી રહેતી એની માતા પૂછતી કે તમારે કેટલાનાં જોઇએ છે, લાવો, તમે પણ કહેતા નથી કે બે આનાનાં ફૂલ જોઇએ છે. અને ફૂલનો લેનાર માણસ આવી દરમિયાનગિરીથી વધારે નિરાશ થઈ માત્ર બે પૈસા જેટલાં જ ફૂલ લઇને ચાલ્યો જતો. કેટલાક વધારે ચાલાક એને બોલાવાને ખાતર ખોટા સીક્કા જ હાથમાં મૂકતા, પણ તે સુદ્ધાં માલણ ગલ્લામાં જ નાંખતી. કેટલાક આખું નાણું લાવતા અને જેમ બને તેમ વધારે વખત ઉભા રહેવાનું થાય એમ ઇચ્છતા. કેટલાક ઘરાકો તો પહેલાં બે ચાર આનાનાં ફૂલ બંધાવતા અને પછી અમારે તો બે જ પૈસાનાં જોઇએ છે એમ કહી ત્યાં ઉભા રહેતા, ત્યારે એ નવયૌવના માત્ર બે પૈસા કાપી લઈ બે આના જેટલાં ફૂલ આપી દેતી. "એ તો પૂજારીની ખાસ" એવાં એવાં વાક્યોથી વ્યાપેલી સત્યતાને લીધે પૂજારીને પણ ઘણા શ્રીમંત નબીરાઓ રાજી રાખતા ને વિધવિધ પ્રકારની ભેટ દેવીને–માને ચરણે મૂકતા.



એક દિવસ રાતના લગભગ બાર વાગ્યાના સુમારે માલણનું બારણું એક યુવાને ઠોકયું. એ નવયૌવના હાથમાં દીવો લઇ બારણું ખોલી આવી ઉભી.

"થોડાં ફૂલ આપશો ?"

"અત્યારે વળી ફૂલ કેવાં ?"

"નહિ મળે ત્યારે ?"

"ના"

અને યુવાન નિરાશ થઇને પગથીઆં ઉતરી પડયો. વળી પાછો પગથીઆં ચઢયો.

"બે ચાર ફૂલ પણ નહિ મળે ?"

"જોઉં, આમતેમ છાબડીમાં હોય તો."

નવયૌવના ઘરમાં ગઈ અને આમ તેમ જોવા લાગી. ઝીણા ઝીણા પ્રકાશમાં ઝૂલતી લટની અંદર બે ચાર પુષ્પો પેલા યુવાને જોયાં. નવયૌવના પાછી આવી ને બોલી.

"નથી."

"નથી ?!"

"ના"

"છે તે તમારે કામનાં છે ?"

"પણ છેજ ક્યાં ?"

"તમારી લટમાં છે ને ?" નવયૌવના સહેજ ચમકી ગઈ પણ સ્વસ્થ થઇને બોલી.

"એ ફૂલો કંઇ દેવીને અર્પણ થાય ?"

"મારે દેવીને અર્પણ કરવાં નથી"

"ત્યારે કોને અર્પણ કરવાં છે ?"

યુવાન મૂંગો રહ્યો. યુવતીએ લટમાંથી ફૂલો ખેંચી કાઢયાં ને યુવાનના હાથમાં મૂક્યાં. યુવાન લઇને ચાલ્યો ગયો. એ નવયૌવના માલણ કંઈ ઊંડુ ઊંડુ વિચારતી બારણાં બંધ કરી ઘરમાં ચાલી ગઈ.

"લે બ્હેન આ ફૂલો" આમ કહેતાં જ યુવાને ઘરમાં પ્રવેશ કર્યો ને માંદગીના ખાટલા પર પડેલી બ્હેન પાસે જઇ એના હાથમાં ફૂલ મૂક્યાં.

"હાશ, હવે મને ઊંઘ આવશે. કેટલા સુંદર ફૂલડાં છે, સુવાસ પણ કેવી છે ?"

અને એ ફૂલડાંને છાતી સરસાં ચાંપીને સુઈ રહેલી બ્હેન—મૃદુ બાલિકા સવાર પડતાં પણ ઉઠી નહિ. માત્ર પેલા યુવાનની બે આંખો એ બાલિકાના દેહ પર બિંદુ ટપકાવી રહી હતી. અને કરમાયલી પુષ્પ પાંખડીઓ છૂટી છવાઈ પડી પડી પવનના સુસવાટાએ ધ્રૂજી રહી હતી.



યુવાને એ બધી કરમાયેલી પાંખડીઓ એકઠી કરી તેનું પડીકું વાળ્યું. ફૂલ વેચતી નવયૌવના પાસે આવીને એ ઉભો રહ્યો. ન બોલે કે ન ચાલે. લોકો પણ ખૂબ. બે કલાક થયા, ચાર કલાક થયા, સાંજ પડી; ફૂલનો પાટલો ઉંચકાયો, છાબડીઓ ખંખેરાઇ ને અચાનક માલણની દૃષ્ટિ પડી "આજે પણ તમે મોડા આવ્યા ?"

"હા, પણ મારે ફૂલ જોઇતાં નથી."

"ત્યારે."

"કંઇ આપવું છે ?"

"શું છે. લાવો !"

યુવાન માલણે હાથમાં પડીકું લીધું ને ખોલ્યું. એમાં કરમાયેલી સુરભિરહિત પાંદડીઓ હતી. "આ શું છે ?" માલણે ચમકી જઇને પૂછ્યું.

"એ તમારાં ફૂલની પાંદડીઓ છે."

"પણ મારે તેનું શું કામ છે ?"

"તમે જ એનાં માલિક છો. એની સાથે મારા ઉરની એક મૃદુ પાંદડી પણ છે."

"એટલે ?"

એ પ્રશ્નનો જવાબ આપ્યા વગર યુવાન ત્યાંથી ચાલ્યો ગયો.



બીજા દિવસથી નવયૌવનાની આંખમાં અસ્થિરતા દેખાઈ. જતા આવતા ફૂલ માંગતા બધાને તે જોવા લાગી છતાં પણ એ નયન અતૃપ્ત જ રહ્યાં. સાંજ પડી ને યુવાન છાતી પર હાથ રાખતો, ધીમે પગલે ત્યાં આવ્યો.

"થોડાં ફૂલ આપજો." એ બીતો બીતો બોલ્યો ને મૂઠો ભરીને માલણે ફૂલ આપ્યાં. યુવાન ત્યાં જ બેસી પડ્યો. થોડી વાર રહીને તે બોલ્યો, "લો, તમે જ દેવીનાં ચરણોમાં મૂકી આવો, મારાથી ચલાય એમ નથી." બોલતાં બોલતાં પણ એ છાતી દબાવતો હતો. નવયૌવનાએ હાથમાંથી ફૂલ લઈ લીધાં ને મંદિરમાં જઈ દેવીને ચરણે મૂકી આવી.

બહાર આવીને જુએ છે તો યુવાન તદ્દન બેહોશ પડેલો છે. નવયૌવના અને તેની માએ મળીને યુવાનને ઘરમાં લીધો. ઘણી વાર રહીને યુવાને આંખ ખોલી. એક મૃદુ હાથ કપાળ ઉપર ફરી રહ્યો હતો. યુવાને એ મૃદુ હાથ ઉંચકીને છાતી ઉપર મૂક્યો ને બોલ્યો, "અહીં, ત્યાં નહિ." અને એ મૃદુ હાથ ઘણો વખત ત્યાં પડી રહ્યા પછી સ્હેજ ખસ્યો. હાથ ખસ્યો કે યુવાને ઝીણી ચીસ પાડી ને હાથ પાછો અસલ જગ્યા પર આવી રહ્યો. યુવાને આંખ મીંચી દીધી. નવયૌવના પણ સ્હેજ આડી પડી. થોડીવાર રહીને યુવાને આંખ ખોલી. એ ઊઠ્યો. બારણા આગળ ગયો. બારણું ખોલ્યું ને ચાલવા માંડ્યું. નવયૌવના જાગી ઊઠી ને બારણા તરફ દોડી.

"ઊભા રહો !"

યુવાને દોટ મૂકી. માલણે દોડવા માંડ્યું. માતા જાગી "બેટા જાય તો જવા દે" "ના મા, હું હમણાં લઈને પાછી આવું છું."

આગળ યુવાન ને પાછળ યુવતી. બેઉ દોડી દોડીને ક્યાંય અદ્રશ્ય થઇ ગયાં. સવારમાં પાટલા પર ફૂલછાબ નથી, ફૂલ નથી, નવયૌવના નથી. બધે હાહાકારનું વાતાવરણ દેખાય છે.



વરસો વીતી ગયાં. વિશાળ મેદાન ખાલી છે. ત્યાં ખાસ ભીડ જણાતી નથી. રસ્તા પરની દૂકાનો ને હોટલો બધું ત્યાંથી લોપ થઇ ગયું છે. મંદિરનો પૂજારી અને વૃદ્ધ માલણુ બે જણા ડુબકી મારી અંતરમાંથી કંઇ ખેંચી કાઢવાનો પ્રયત્ન કરતાં હોય એમ લાગે છે. દેવીની જૂની પ્રતિષ્ઠા હજી થોડી ઘણી ટકી રહી છે.

સૂર્ય આખો વખત સરિતાના ઉરમાં ડૂબ્યા છતાં ક્રોધિત થઇને તિરસ્કાર ભરી નજરથી અદ્રશ્ય થયો, ત્યારે વૃદ્ધ માલણુ ઉંડો નિસાસો નાંખી ચાર આનાના પૈસા ગલ્લામાંથી કાઢી રહી હતી.



# ભાવના

"બસ, ત્યારે હું જઇશ."

"કેમ તમે અહીં રહો છો ?"

"હા."

તે યુવતી પોતાના ઘરનું નાકું આવવાથી યુવકને તેનું ભાન કરાવી ચાલી ગઇ.



એ એક ટોળું હતું–વિદ્યાર્થીઓનું ટોળું હતું. એ ટોળામાંના કેટલાક પાછળ જોઇ મોટેથી બોલતા, કેટલાક હસતા અને કેટલાક અર્થસૂચક કટાક્ષો કરતા, અવ્યવસ્થિત રીતે ચાલતા, ઘડીમાં બે ચાર હો હો કરીને દોડતા અને ઘડીમાં એકસામટા જોરથી હસી પડતા. એ ટોળું હુલ્લડ–મસ્તી કરતું–કટાક્ષો વેરતું–આનંદ લેતું પસાર થતું હતું. એવામાં સાયકલ પર બેસીને એક યુવાને ટોળાંને ભેદવાનો પ્રયાસ કર્યો. અડધાં ટોળાંને તો ભેદી ગયો ત્યાં "ઉભા રહેજો ભાઇ!" એવો એક દબાયેલો સ્વર તેના કાને પડયો. તે ઉભો રહ્યા. સાયકલ પરથી નીચે ઉતર્યો. એ મધુર સ્વરે એને ભુલાવામાં નાંખ્યો. ટોળાંમાં–ટોળાંથી સ્હેજ દૂર પાછળ એણે નજર નાંખી અને બોલ્યો.

"કેમ બ્હેન?"

"કંઇ નહિ, જરા મારી સાથે ચાલોને." યુવતીએ મહા મહેનતે આટલા શબ્દો જેમ તેમ કરીને કહ્યા.

યુવક વસ્તુસ્થિતિ સમજી ગયો. એણે યુવતી સાથે ચલવા માંડયું. ટોળાંના કટાક્ષ અલોપ થયા–ટોળું કંઇક વ્યવસ્થિત બન્યું. ટોળાંનું હાસ્ય ઉડી ગયું ને ટોળાંએ માર્ગ કરી આપ્યો. યુવક ને યુવતી ઝડપભેર મૂંગા મૂંગા પસાર થયાં ને ટોળાંમાં ગુસપુસ વાતો થવા લાગી.



યુવક ને યુવતી એક જ શાળામાં એક જ કલાસમાં ભણતાં હતાં. યુવક ને યુવતીના વિચારમાં સામ્ય તેમનાં ખાદીનાં કપડાં પરથી દેખાતું હતું. જમાનાના વિચારોએ બેઉને એક જ દિશામાં ઘસડયાં હોય તો નવાઇ નહિ. યુવક એ વ્હેણુના મધ્યમાં તણાયેલો હતો–યુવતી માત્ર એ વ્હેણુનું આચમન જ કરતી. આટલો જ ફેર એ બેમાં હતો. ખાદી પહેરેલા પૈસાદારો જેટલું લોકોનું ધ્યાન ખેંચે છે–જેટલી લોકોના મનમાં લાગણી પેદા કરે છે–તેટલો ખાદી પહેરનાર ગરીબ વર્ગ જનતાનું ધ્યાન ખેંચી શકતો નથી. "કનૈયા લાલ જેવો સુંવાળો, એને ત્યાં શું ખોટ છે કે તે આવાં જાડાં કપડાં પહેરે છે–પણ ભાઇ એના ત્યાગ કંઇ ઓછા છે–એ તો દેશની લગન!" આમ પૈસાદાર ખાદીધારીને જોઇને સ્વાભાવિક લાગણી થઇ આવે અને એની ત્યાગવૃત્તિ વખાણવાનું મન થાય. પણ ૨૦ કે ૨૫ રૂપિયા કમાતો કોઇ માણસ ખાદીવ્રતધારી બની મોંઘી ખાદી પહેરે, ત્યારે તો એ ખાદી સસ્તી જ દેખાય અને એની કિંમત પણ ઓછી જ અંકાય અને એ કારણે હાલની ફેશનમાં–ફેશનમય જીવનમાં–જ્યારે જીવનની જરૂરીઆતો વધી ગઇ હોય, વધારવામાં આવી હોય–જ્યારે અમુક જાતનાં કપડાં,–સેન્ટ, લવન્ડર અને ઘરેણાંનો મોહ હોય, ત્યારે એ પૈસાદાર યુવતીને માત્ર સાદા સફેદ વસ્ત્રોમાં–ખાદીના વસ્ત્રોમાં નિહાળે ત્યારે માનની લાગણી જન્મે અને એક જ ટોળાંનાં પંખી ગણી એની તરફ વધારે સહાનુભૂતિ દર્શાવાય એ સહજ છે. યુવકને યુવતી તરફ

છૂપો પૂજ્યભાવ ઉત્પન્ન થયો, અને એવામાં ટોળાં વચ્ચે ઘેરાયેલી એ યુવતીએ તે દિવસે 'ભાઈ!' કહી બૂમ મારી અને યુવકે ઘર સુધીનો સાથ આપ્યો.



પછી બેઉનો પરિચય વધ્યો. પરિચયે વાણીને છૂટી મૂકી. એકાદ દિવસ યુવતી શાળામાં ગેરહાજર રહે તો યુવકને ચેન પડતું નહિ. યુવક ગેરહાજર રહે તો યુવતીને ચેન પડતું નહિ. અને સાંજે શાળા છૂટયા બાદ જ્યારે તેઓ મળતાં ત્યારે પરસ્પર ગેરહાજર રહેવા માટે કારણો પૂછતાં.



યુવક યુવતીને ઘેર જતો. શિક્ષણ-સમાજ-દેશ-પરદેશને લગતી વાતચીતો કરતો. બન્ને વચ્ચે ચર્ચા ચાલતી. જેટલી બન્નેના સંબંધમાં ને સ્વભાવમાં ઉદારતા હતી તેટલી જ નિર્દયતા ચર્ચામાં મતભેદ પડતાં બન્ને બતાવતાં. એકબીજાની શરમ રાખતાં નહિ. એક રૂપિયાના બે ટુકડા કરતા.



સ્વાર્થ હોય ત્યારે માણસને રીઝવવાનું, સ્હામાને ખુશ રાખવાનું મન થાય છે. એને ખોટું ન લાગે એની સતત કાળજી રખાય છે. આ યુવક-યુવતી એ બાબતમાં તદ્દન બેદરકાર હતાં. તેમનાં દિલમાં કદિ એમ થયું ન હતું કે એ રીસાઈ જશે તો?



આટલો પરિચય છતાં તેઓ કોઈ દિવસ સાથે નિશાળે જતાં કે નિશાળેથી ઘેર આવતાં જોવામાં આવ્યાં નથી. શાળામાં કે ગેલેરીમાં એ બે જણા વાત કરતાં દેખાયાં નથી. મેળાવડા કે બીજા જાહેર પ્રસંગોએ એ બેઉને લ્હાવો લુંટતા કોઈએ જોયાં નથી. બાગ-બગીચે એમનાં પગલાં

પડયાં નથી. સરિતાના વહેતા પાણીમાં એમનો પડછાયો લપાયો નથી. સીનેમા કે નાટકના સ્ટેજે એ ચાર આંખોએ સાથે કદિયે મેળ સાધ્યો નથી. યુવક એ માટે સૂચન કરતો નહિ અને યુવતીને સૂચન કરવાનું ઠીક લાગતું નહિ.



પૈસાદારોની મોટાઇ પોતાનાં છોકરાંને શાળાજીવનને પગથીએ અલાયદો ઓરડો લખવા વાંચવાને આપવામાં હોય છે. ભાઇ કયાં છે? બ્હેન કયાં છે? તો એનો જવાબ, જુઓને એના રૂમમાં હશે એવો જ સ્વાભાવિક રીતે મળતો. એ નાનો ઓરડો યુવક ને યુવતીનાં ચારિત્ર્ય ઘડતો. એ એકાંત જીવનમાં કેટલોયે ભાગ ભજવતું. એ વાતાવરણથી માતાપિતા અજાણ્યુ રહેતાં ને એ નાનકડા ઓરડામાં સર્જાતું વાતાવરણ કાયમની છાપ અને સંસ્કાર મૂંગુ મૂંગુ મૂકી જતું.



"હોય હવે એમાં શું?" યુવકે બેદરકારીભર્યો જવાબ આપ્યો.

"કેમ એમાં શું! એ શું સત્ય છે–એ સારૂં છે?"

"તો પછી એમાં ખોટું શું છે?" યુવકે સ્હામો પ્રશ્ન કર્યો.

"આવો પરણેલો ને આમ કરે તો કેવું દેખાય, એને શરમ ન આવી?"

"પણ આજે એથી ચાર વરસ થઇ ગયાં. પૈસાદાર માબાપની એ પુત્રી, એ ભણેલી ગણેલી–પુરૂષને ભૂલી પોતાના બાપને ત્યાં પડી પાથરી રહે–લેખો લખે, વાર્તાઓ લખે–કોઇ વખત પતિને ત્યાં જાય અને તપાસ કરી આવે અથવા નોકર મારફતે ભાળ કઢાવે. પછી ભણવા કે અભ્યાસ કરવા બ્હારગામ જાય. ત્યાં જેટલી લાગણીથી એણે એના પતિ સાથે વાત ન કરી હોય તેટલી લાગણીથી એ પર પુરૂષ જોડે વાત કરે. જેણે એક પણ વખત પતિને સાથે બ્હાર જવાનું સૂચન

ન કર્યું હોય તે ત્યાં રોજ બીજા સાથે બ્હાર નીકળે. જેટલી દરકાર એના પતિની એણે નહીં લીધી હોય તેટલી દરકાર એ એના સાથી માટે લે. પછી પતિ પોતાની જાતને ભૂલી જાય તેમાં નવાઈ શી ?"

"હવે જે હશે તે આપણે શું ?" એમ કહી યુવતીએ નામરજી બતાવી અને ત્યાર પછી તો કેટલાયે કલાક એ શાંત-નિર્જીવ વાતાવરણમાં પસાર થઇ ગયા. એ ભયકારક એકાંત, એકાંત ન રહ્યું પણ ભાવનાએ વધારે સજીવ બન્યું.

"કેમ હવે કેમ છે ?"

"છે એમને એમ છે."

"કંઇ ફેર પડતો નથી ?"

"ના" અને એ માતૃહૃદય રડી પડ્યું. યુવતી માંદી હતી. યુવક ત્યાં આવી ચઢ્યો. રોજ આવતો, થોડીકવાર બેસતો અને પછી ખબર પૂછીને ચાલ્યો જતો.

"તમને ઉજાગરા હશે, તમારે સ્હેજ આડા પડવું હોય તો પડોને" યુવકે યુવતીની માતાને સૂચન કર્યું.

અને યુવતીની માતાએ ત્યાં જ પાસું લંબાવ્યું.

થોડીકવાર રહીને યુવતીની આંખ ખુલી. એણે પાણી માંગ્યું. યુવકે યુવતીની માતાને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો પણ ત્યાં તો યુવતી બોલી "કેમ સાંભળતા નથી ?"

અને યુવાને પવાલું લીધું. યુવતીને હાથ ને ગરદન ઝાલી શરીરના ટેકાથી જરા બેઠી કરી. યુવતીએ યુવકના હાથમાંના એ પવાલામાંથી પાણી પીધું ને યુવકે ધીમેથી યુવતીને સુવાડી દીધી. બેઉએ સ્પર્શ અનુભવ્યો—બેઉની આંખો મળી ને યુવતી હસી પડી. "જરા બરફ મ સજો !" યુવતીએ સૂતાં સૂતાં ધીરેથી કહ્યું ને યુવકે બરફની પોટલી

માથા પર ફેરવવા માંડી. યુવતી ઠંડકથી ઉંઘી ગઇ ને યુવકનો હાથ તેના કપાળ પર કેટલોયે વખત પડી રહ્યો.

ત્યાર પછી તો એકાંત અને સ્પર્શના છૂટાછવાયા કેટલાયે પ્રસંગો બન્યા. સમાજે તે પ્રસંગોને પોતાના ખપ પૂરતા વણ્યા ને તેને જોઇતો ઓપ આપ્યો. સમાજના મોઢામાંથી નિંદા અને આક્ષેપોનો પ્રવાહ સરી રહ્યો. યુવક અને યુવતીના કાને પણ એના છાંટા ઉડયા ને બન્ને એકાંતમાં માત્ર હસ્યા. વધારે હસતી યુવતીને યુવકે મોઢું દાબી રોકી.



આજે એ બે ભિન્ન છે. યુવક એના કાર્યમાં રચ્યોપચ્યો જીવન-નૌકા હંકારી રહ્યો છે. યુવતી એના ઘરને ઉજાળી રહી છે. બેઉની વચ્ચે હજી એજ પ્રવાહ વહે છે.

"કેમ ભાઈ કાગળ લખતા નથી ?"

"લખીશું હવે."

"ત્યાં આવો તો ઘેરે આવજો !"

"વારૂ !"

આવા શબ્દો ઘણીવાર રસ્તામાં સંભળાય છે.



# ભય

"કાલે પાછા આવશો ને ?"

"કાલનું કંઈ કહેવાય નહિ."

"બહુ કામ વહી જતું હશે!"

"કામ તો ખરૂં જ ને!"

"ના, ના, પણ આવજો!"

"વારૂ!"

યુવતીના આવા મીઠા મમત્વે યુવક ઘણીયે વખત યુવતીના ગૃહ જતો, એને ત્યાં જવાની ફરજ પડતી. એ યુવક યુવાનીને શરમાવે તેવો ન હતો. જ્ઞાનના કેટલાયે ઘુંટડાઓને એણે ઉતારી દીધા હતા, દુનિયાની કડવી–મીઠી એણે નીરખી હતી, બુદ્ધિના ચમકારે કેટલી આંખો એનાથી અંજાઈ ગઈ હતી, શહેરના નાના મોટા વર્ગમાં એ પ્રિય હતો. એ રસ્તેથી જતો ત્યારે કેટલીયે પરિચિત મૃદુ આંખો એની તરફ જોઇ રહેતી. સૌનો એ માનીતો હતો. અને યુવતી? યુવતીને પીછાનનારા થોડા હતા. યુવતીનું ક્ષેત્ર–કાર્યક્ષેત્ર નાનું હતું. છતાં પણ એનું વિચારક્ષેત્ર પ્રમાણમાં મોટું હતું. રાજકીય રંગ એને લાગ્યા હતા. ગરીબ જીવનના દર્દભર્યા પ્રસંગોએ એને સ્પર્શી હતી. યુવતી પણ સહેલાઈથી ભુલાય એવી ન હતી.

*

એ બે એક જ નિશાળમાં પણ જુદા જુદા વર્ગમાં ભણતાં હતાં. તેઓ એક જ શેરીમાં રહેતાં હોવાથી એક બીજાની નજરે વારેઘડીએ ચઢતાં. એક વખત નજરે ચઢેલી વસ્તુ ફરી વખત નજરે ન ચઢે એ માટે ક્યાં તો પ્રયત્ન થાય છે, અથવા તો એ વસ્તુ હૃદયમાં સદાને માટે સમાઇ જાય એવી તમન્ના જાગે છે. યુવક ને યુવતીના દિલમાં એ તમન્ના જાગી. શાળામાં જુદા જુદા વખતે તક મળતાં બેઉ તારામૈત્રક રચતાં-ઘણી વખત હસતાં. શરમનું એક પડ તૂટયું ને વારે ઘડીએ મલકાતા મોઢાએ ખડખડાટ શરૂ કર્યો.



"એ......જરા મારી ફી આપી દેજો ને! આજે છેલ્લો દિવસ છે."

"કેમ તમે નથી આવવાનાં?"

"ના."

આ વાણી ઉઘડયા પછી શરમ શરમાઇ ગઇ. પણ એ હઠીલી શરમે સ્ત્રી સ્વભાવ પ્રમાણે ત્યાંથી ન ખસતા આંખમાં ઘર કર્યું.

પ્રસંગોની પરંપરા પછી યુવક ને યુવતી વિના સંકોચે મળતાં-મળવાના સ્થળોની પસંદગી પણ તેઓ જ કરતાં. શાળાથી ઘેર અને ઘેરથી શાળાએ જતાં એ બંને સાથે જોવામાં આવતાં. હરવા ફરવાના જાહેર સ્થળે એ બેઉની જોડી ચર્ચાસ્પદ બની જતી. સીનેમાના ઇન્ટરવલ વખતે કેટલાંયે નયનો પાછું વાળી તેમને નીરખી લેતાં અને એકબીજાના કાન પાસે મરડાઇ કેટલાયે લોકો કંઇ અસ્પષ્ટ બોલતા. નદીના પાણીના પ્રવાહો કેટલીયે વખત બેઉના પ્રતિબિંબને સમાવી ત્યાંથી વહી જતા.



"લો આવ્યા છો ત્યારે મને ગુજરાતી કાવ્યો સમજાવતા જાઓ" યુવતીએ કામગીરી બતાવી.

"ના કોણ કહે છે?" યુવકે તત્પરતા સાથે વફાદારીનું પ્રદર્શન કર્યું.

અને બંને જણા વાંચવાના ઓરડામાં ગયાં. ચંદ્ર અને સરિતા, કુમુદ અને ભ્રમર, સ્ત્રી અને પુરૂષ, એ યુગલ વચ્ચે રહેલા પ્રેમતત્ત્વને યુવકે સાચા સ્વરૂપમાં સમજાવ્યું. ને ત્યારપછી તો કામ પતી જતાં એ બે જણા વાતોએ ચઢયાં ને કલાકના કલાક ત્યાં ગાળી આનંદનાં વાતાવરણમાં છૂટાં પડયાં.



"જુઓને, આ ઘડીયાળનો પટો પણ કેવો છે! હાથમાં પણ આવતો નથી, ઘડિયાળ તે કેમ કરીને પહેરવું?"

"નહિ કેમ આવે? લાવો જોઉં!" અને યુવકે યુવતીનો હાથ પોતાના હાથમાં લીધો અને પટો ખેંચ્યો. દશેક મીનીટ એ પટા પાછળ ગઇ અને ઘડિયાળ યુવતીના હાથ પર શોભી રહ્યું. ત્યાર પછી તો આવા કેટલાયે સ્પર્શના પ્રસંગો આવી ગયા. એકાંત પણ એમાં ભળ્યું–પણ...



યુવક યુવતીને પોતાની કરવા ઇચ્છતો હતો. એના વિચાર ઘણી વખત પતનની સીમાઓને પણ વટાવી જતા. એનું માનસ વિકૃત હતું–રહેતું. એ કેટલીયે યોજના ઘડતો–એ ઘડેલી યોજના અમલમાં પણ મૂકતો. યુવતી પણ એટલી જ વિકૃત હતી. એ પણ યુવાનની ગોદમાં લપાઇ જવાને ઇચ્છતી. એ પણ એવા પ્રસંગોને માટે તૈયાર રહેતી. આ બે વિકૃત માનસ એમ છતાં પણ અધઃપતનને માર્ગે ન ગયાં.



કારણ યુવક, યુવતીને એક આદર્શ યુવતી તરીકે ગણતો હતો. એને ભય હતો કે કદાચ યુવતીની નજરે એ હલકો ઠરી જાય તો! યુવતીને યુવક માટે માન હતું–સારી છાપ હતી. યુવતીને પણ બીક હતી કે કદાચ યુવક એને માટે ખોટો ખ્યાલ બાંધી લેશે તો! એક

વિકૃત માનસ એક બીજાંની વિકૃત મનોદશા જાણી શક્યાં નહિ. બેઉની વચ્ચે ભય આવીને ઉભો રહ્યો. એ ભયે સ્પર્શ અને એકાંતને અધઃપતનના માર્ગમાં રાહ આપી નહિ. લડાઈમાં જેમ પ્રશ્ન રહે છે કે શરૂઆત કોણે કરવી, તેમ એ પ્રશ્ન અહિ પણ બેઉ જણને મુંઝવી રહ્યો. નુકશાન અને આફતના ભયે જેમ રાષ્ટ્રોની લડાઈ અટકી પડે છે—કેટલાયે અનર્થો અટકી પડે છે તેમ તેઓ ત્યાંના ત્યાં જ એકબીજાના ભયથી તત્કાળ પૂરતાં તો અટકી પડયાં.



આજે હજી લોકો એ બેની વાતો કરે છે, નિંદે છે—નયનો નચાવે છે—ધીમું ધીમું કંઈ બોલે છે, છતાં એ બે જણાં નિરાશ થઇને એકબીજાને પૂજ્યભાવે નિભાવી રહ્યાં છે. હજી એ માનસ વિકૃત તો છે જ, પણ એ વિકૃત માનસ ક્યારે અધઃપતનના માર્ગે લઈ જાય તે કહેવાય નહિ અને તેવું બને ત્યારે સમાજ સાચો ઠરે ખરો. પણ હાલ તો સમાજનો ભય નકામો છે. જ્યારે એ બેનો ભય નીકળી જશે ત્યારે સમાજની નિંદા સાર્થ છે એમ કબૂલવાને વાંધો આવશે નહિ.



# વાસના

શેરીને નાકે, લગભગ ૪૦ વરસ વટાવી ગયેલા એક ગૃહસ્થ રહેતા હતા. પૈસે ટકે તેઓ સુખી હતા. તે, તેમનાં પત્ની અને પુત્ર ત્રણ માણસનું એ નાનું કુટુંબ, ભરચક ઉચ્ચ કુટુંબોવાળી શેરીમાં સંકુચિત મનોદશામાં જીવન વિતાવી રહ્યું હતું. એ નાનું કુટુંબ કોઇની પણ સાથે ખાસ સંબંધ રાખતું નહિ. અને એટલા કારણે જ શેરીનાં બધાં સ્ત્રીપુરૂષો એ કુટુંબ પ્રત્યે અણગમો દર્શાવતાં ને છૂપોછૂપો તિરસ્કાર સર્વત્ર દેખાતો.



ચાલીશ વર્ષના એ ગૃહસ્થ શેરીમાંથી સીધા ને સીધા જ પસાર થઇ જતા. ન કોઇ એમને બોલાવે કે ઉભા રાખી કંઈ નવાજુની પૂછે. એમનાં પત્ની પણ આડોશપડોશમાં કોઇ પણ ઠેકાણે બેસવા જતાં નહિ. એવાં ટાહ્યલાં કરતાં એમને આવડતું નહિ. શેરીમાં ભળતો હોય તો માત્ર એમનો પંદર વરસનો પુત્ર અને તે પણ ખપપૂરતો.



કુટુંબના વડાની કંજુસાઇ, મોટાઇ, પૈસાનું અભિમાન અને ધૂની ને તામસી મગજને પરિણામે સુખી દેખાતા એ કુટુંબના દિવસો માત્ર સૂર્યોદય ને સૂર્યાસ્ત સાથે પસાર થવા લાગ્યા. સુખની જોડે પ્રાણભરી

નિરાંતની હાશ કે દુઃખની એક કારમી હાય એ બેમાંથી એકે પણ શેરીના લોકોએ સાંભળ્યું નથી.



'કાળ જતાં કુટુંબમાં બે જ માણસ રહ્યાં. મહરથનાં પત્ની લાંબી બિમારી ભોગવીને મરણ પામ્યાં. શેરીના લોકો એકલવાયા—મા વગરના પુત્રની દયા ખાવા લાગ્યા, એ પુત્ર પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા.



વાસના અને વયને વિરોધ હોતો નથી અને તેમાંયે જ્યારે માણસની પાસે વસુ હોય છે ત્યારે તો તે લગભગ પશુ બની જાય છે. ગમે તે ઉમ્મરે પણ તેની વાસના તીવ્ર સ્વરૂપ ધારણ કરે છે. વૃદ્ધત્વને આરે ઉભેલા એ ગૃહસ્થે ફરી પરણવાનું બીડું ઝડપ્યું ને કન્યાની શોધ થવા માંડી.



"તમે પણ શું મારા ભાઇ! આ ઉમ્મરે પરણવા નીકળ્યા છો?"

"કેમ, મને તો હજી હમણાં જ બેતાળીશમું બેઠું."

"આ તો તમારે વાનપ્રસ્થ થવાની ઉમ્મર છે. એના કરતાં તો આ તમારા છોકરાને જ એ કન્યા જોડે ઠેકાણે પાડી દોને?"

"ના, ના એ નહિ બને"

"આમાં સારૂં નહિ દેખાય—નકામો છોકરીનો ભવ બગડે છે."

"ભલે સારૂં નહિ દેખાય, છોકરીનો બાપ છોકરી મને આપે તેમાં તમારૂં શું જાય છે?"

આજુબાજુના લોકોએ બધી રીતે એમને સમજાવી જોયા પણ એ હઠ લઇને બેઠા કે પરણું તો બસ એ જ છોકરીને—એને જ હું પરણીશ.

છોકરીના બાપને સમજાવવામાં આવ્યો એટલે છોકરીના બાપે કહ્યું "હું તો તમારા પુત્ર જોડે છોકરીને પરણાવીશ–તમારી જોડે નહિ." આડા અવળા દબાણથી, ધાકધમકીથી તેઓ ઠેકાણે આવ્યા ને પુત્ર જોડે એ કન્યાને પરણાવવામાં આવી. એ ગૃહસ્થ–એ પિતા નિરાશ થયા.

ઘરમાં પાછાં ત્રણ માણસ થયાં. પિતા, પુત્ર અને પુત્રવધુ. પુત્રવધુ આવી એટલે એ પિતાએ ઘરમાં ડબ્બાએ ને કબાટે, ભંડારીએ ને ઓરડીએ તાળાં લગાવ્યાં, ઘરની તમામ ચીજોનો કબજો પોતાના હાથમાં લઇ લીધો. એક પાઇને માટે પણ પુત્રને પિતા પાસે જવું પડતું. ધીમે ધીમે એ પિતાનું મગજ પણ ચસક્યું. પુત્રવધુની સામે જ તેઓએ એકીટશે નીરખવા માંડયું.



પૈસાથી દબાયેલો પુત્ર બ્હીતો બ્હીતો જીવન વીતાવ્યે જતો.

"આ મારાથી સહન થતું નથી. મને તો એ કારમી ભયાનક આંખની બહુ બીક લાગે છે." પત્ની ઘણીવાર કહેતી.

આમ એ પતિપત્ની એકબીજાનાં દુઃખની વાત કરતાં.



"તમારે રાતે બહુ મોડા આવવું નહિ."

"કેમ ?"

અને આ પ્રશ્નનો જવાબ એને મળી ગયો. એની પત્નીની આંખમાંથી આંસુ સરી પડયાં. એ મૂગા આંસુ કંઇ કંઇ કહી ગયાં.

"તું શું કામ રડે છે? આપણી પાસે થોડા પૈસા થાય કે આપણે છૂટા પડી જઇશું અને નવું ઘર માંડીશું" એણે પત્નીને આશ્વાસન આપ્યું.



એ યુવાન બહુ બ્હાર નીકળતો નહિ. રાતના નવ વાગ્યામાં ઘેર આવી રહેતો. કોઇ દિવસ પણ એ બ્હારગામ જતો નહીં. એક પણ રાત એણે બ્હાર પસાર કરી ન હતી.

એની મુંઝવણ દહાડે દહાડે વધતી જતી હતી. એને નવું ઘર માંડવું હતું. પત્નીએ તે દિવસે કરેલી કારમી ભયાનક આંખની વાત એને બહુ સતાવતી હતી.

"તારે જુદા રહેવું હોય તો તારા પિતા પાસે માંગી તો જો, એ પૈસા તારા જ છે ને!" એક સગાએ સૂચના કરી.

એણે પિતા પાસે જુદા રહેવા માટે પૈસા માંગી જોયા. જુદા ઘરમાં રહેવાની પોતાની ઇચ્છા જણાવી. પિતાએ ચોકખી ના પાડી. એ વધારે નિરાશ બન્યો. નાની નોકરી સ્વીકારી, અને થોડો વખત રહીને છોડી પણ દીધી. કોઈની પાસેથી ઉધાર લઈ વેપાર શરૂ કર્યો. એમાં ખોટ આવી. એકના ઉધાર લઈ બીજાને આપ્યા. એના જેવા અભણને મોટી નોકરી મળવી મુશ્કેલ હતી. જીવનને પગલે પગલે એ નિરાશ થતો ગયો. તાત્કાલિક જોઇતા પૈસા પ્રાપ્ત થયા નહિ.



એની પત્નીને દિલાસારૂપ માત્ર એક નાની છોકરી હતી. એની સાથે તે દિવસની નવરાશ પસાર કરતી. છોકરી પોતાનાથી બનતી મદદ ઘરકામમાં એને કરતી.

"જુઓ, આ છોકરી પણ દહાડે દહાડે મોટી થતી જાય છે. એને પણ બે ચાર વરસમાં પરણાવવી પડશે ને!" એક દિવસ ભાવિની ચિંતા કરતાં પત્નીએ વાત છેડી ને એના પર ચિંતાનું એક ભારણ વધ્યું. એ ચિંતાનું ભારણ જેમ જેમ વધતું ગયું તેમ તેમ પૈસા કમાવા તરફ તેનું લક્ષ વધારે ખેંચાયું. પૈસા માટે તે અધીરો બન્યો.



પૈસાની ચિંતા, જુદું ઘર માંડવાની તાલાવેલી, સ્ત્રીની ચિંતા, પુત્રીને પરણાવવાની ચિંતા ને પિતાનો ત્રાસ એ અસહ્ય બોજા નીચે એ અસ્થિર બન્યો.

"તારે પૈસા જ કમાવા છે ને!"

"હા."

"મને મળજે પછી?" એક મિત્રે તેને રાહ દેખાડવાનું બીડું ઝડપ્યું.



"આજે આ આંકડો ખેલી જોઇએ, બે મહિનાથી આવતો નથી." મિત્રે શ્રદ્ધાપૂર્વક કહ્યું.

બીજે દિવસે પચાસ રૂપીઆ હાથ લાગ્યા. અમેરિકન ફિચર તરફ એ આગળ વધ્યો. સટ્ટાનો રંગ એને લાગ્યો. મિત્રોનાં ટોળાં વધવા માંડયાં. કોઇ કહેતું "બે રૂપિઆ આપજો, કોઈ કહેતું પાંચ આપજો" આ રીતે મિત્રોમાં જીતના પૈસા ચાલ્યા જતા. તેઓ રેસ્ટોરાં ને હોટેલોની મુલાકાતે જતા. રૂના વેપારમાં પણ થોડો થોડો પગપેસારો એણે કર્યો. શેરબજારમાં પણ પગલાં માંડયાં. ધંધાએ એક વ્યસનની બલા વળગાડી. બાટલી અને પ્યાલી એના હાથમાં આવ્યાં–એ શરાબી બન્યો.



પત્નીના એક પછી એક ખાનગી દાગીના વેચાવા લાગ્યા. પત્નીનું દુઃખ ઓછું થવાને બદલે વધતું ચાલ્યું.

"તમે ખરાબ રસ્તે જાવ છો, એમાં આપણી પાયમાલી છે." ગળામાંની એકની એક કંઠી ઉતારતી પત્નીએ કરૂણ સ્વરથી કહ્યું.

"એ તો તને એમ લાગે છે. જ્યારે ધન આવશે, ત્યારે તારા દિલ પર ઘરેણાં સમાશે પણ નહિ." ખીસામાં કંઠી મૂકતાં મૂકતાં એણે કહ્યું.



આશામાં ને આશામાં પતિ–પત્ની બેઉ જીવી રહ્યાં. ચિંતા વધતી ચાલી, પુત્રી મોટી થવા માંડી, અને દાગીના ઓછા થવા માંડયા. ધનનો ઘસારો શરીરને નડયો. દુર્ગુણો એક પછી એક એકઠા થવા માંડયા. એ સમાજમાં અપ્રિય થઇ પડયો. લોકો એને માટેય ભૂંડું બોલતા થયા. કોઇ એને બોલાવતું નહિ, બધા એનાથી દૂર ભાગતા, સમાજમાં તે દુષ્ટ પુરૂષ તરીકે ઓળખાવા લાગ્યો, શરાબી ને સટોડીઓ........



શરીરનો ઘસારો કંઇ જેવો તેવો ન હતો. એક દિવસ તે માંદગીને બિછાને પટકાઈ પડયો. એકલો એકલો પથારીમાં પડયો રહેતો. સમાજનું એકેય માણસ એને ત્યાં ખબર લેવાને ફરકતું નહિ. આકાશ-માંના ખરતા તારાની માફક મિત્રો પણ ધીમે ધીમે ખરવા લાગ્યા. સૂનો સૂતો એ મૃત્યુ તરફ આગળ વધ્યો. આ માંદગીથી પણ પિતાના દિલ પર કંઈ અસર થઇ નહિ. પત્નીએ એક દિવસ દવા માટે પોતાના સસરા પાસે પૈસા માંગ્યા, આજીજી કરી, આંસુ સાર્યાં પણ બધું વ્યર્થ ગયું. "મારી પાસે પૈસા નથી, મરી જાય તો શું થઇ ગયું?" આવા જવાબો મળ્યા.

"ભાઇ, તમે કંઇ કરી શકો એમ છો?" નજીકમાં રહેતા એક માયાળુ સજ્જનને તક મળતાં પત્નીએ વિતકકથા કહીને પૈસા માટે માંગણી કરી. કોઇના પણ દુઃખમાં બને તેટલું કરી છૂટવું એ માનવધર્મ એ સજ્જન સમજતા હતા. અને તેજ દિવસથી શહેરના હોંશિયાર ડૉકટરની દવા શરૂ થઇ ગઇ. દહાડામાં બબ્બે વખત ડૉકટરે આવવા માંડયું. ડૉકટરે

મૃત્યુ તરફની કૂચને ધીમી પાડી, માંદગીની પથારી લંબાવી. જ્યારે જ્યારે ડૉક્ટર દર્દીને તપાસતા ત્યારે ત્યારે એ પિતા પથારી પાસે આવીને "એ તો મરવાનો છે–જીવવાનો નથી" એમ કહેતા. પથારી પાસે બેઠેલી એ પત્ની પતિના મુખને જોઇ રહેતી ને એ વિકૃત ઘરડી આંખો, પુત્રવધુને જોઇ રહેતી.



"હવે તમારે ધર્મ પ્રમાણે જે ક્રિયા કરવી હોય તે કરો–ઘડીભર છે!" ડૉક્ટરે જતાં જતાં કહ્યું. ગંગાજળ લાવવામાં આવ્યું, પિંડ બનાવવામાં આવ્યો, ઘીનો દીવો સળગાવવામાં આવ્યો. મોઢામાં મૂકવા માટે ચાંદીની બે આની સસરાજી પાસે વહુએ માંગી. સસરાજીએ આપવા ના પાડી, બેઆની પણ નહિ મળે એમ કહી એક અટ્ટહાસ્ય કર્યું. એ હાસ્યમાં એક આત્માનો લોપ થઈ ગયો. કેટલીયે અધુરી આશા સાથે એ પુત્ર...એ યુવાન મરણ પામ્યો. કોઇ પાસેથી લાવવામાં આવેલી ચાંદીની બેઆની પત્નીના હાથમાં જ રહી ગઇ. પત્નીએ બેફાટ રૂદન શરૂ કર્યું. પુત્રીએ પણ બેબાકળી થઈ રડવા માંડયું.



પિયેરમાં કોઇ હતું નહિ એટલે એ વિધવા વહુ–પોતાની પુત્રી જોડે ત્યાં જ રહેવા લાગી. રોજ સસરા જોડે કજીયો થતો. પઇ પઇ માટે લાચારી બતાવવી પડતી, પુત્રીના પણ લાડ–કોડ સુકાઇ ગયાં. માતા–પુત્રી બેઉ જણા નિરાધાર બન્યાં. ડૉક્ટરનું સેંકડોનું બિલ પેલા સજ્જને ચૂકવ્યું. તે ઉપરાંત અવરનવર પુત્રી મારફતે પૈસા મોકલવા માંડયા. વધારામાં જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે એ પુત્રી પેલા સજ્જનને ત્યાં જતી ને પૈસા લાવીને માતાને આપતી. અને તોય ઘરમાંનો ઝઘડો તો ચાલ્યા જ કરતો.



વરસ દિવસ વીતી ગયો. એ સજ્જનને ત્યાં હવે કોઈ પૈસા લેવા જતું નથી. પેલા સજ્જન ત્યાં પૈસા મોકલાવે છે તો તે સ્વીકારવામાં આવતા નથી. એ વૃદ્ધ હવે તકરાર કરતો નથી. પુત્રવધુને જ્યારે જ્યારે પૈસા જોઇએ છે ત્યારે ત્યારે કાઢી આપે છે. નાની છોકરી પણ ઠાઠમાઠથી બ્હાર નીકળે છે. ત્રણ જણના એ કુટુંબમાંથી એક પણ બેસૂરો અવાજ હવે ઉઠતો નથી.



# ભાનુભાઈ

પાંત્રીસ વરસના એ માનવીની જાહેર જિંદગી પણ કંઈ જેવી તેવી નહિ. બહાર નીકળે ને ડગલે ને પગલે લોકો સલામ કરે. ઘેલાને સાસરાં બહુ એ ન્યાયે રસ્તામાં ઘણી જગ્યાએ એમને રોકાવું પડે. કોઈ કહે મારું આટલું કામ કરજો, કોઈ કહે મારું આ કામ રહી ન જાય! કોઈ કહે સાહેબ જરા દયા કરજો! તો કોઈ કહેતું તમારે તો આ કરવું જ પડશે!

આ લાગવગ ને બહોળી ઓળખાણનું કારણ એમની જાહેર જિંદગી—સેવા જ કહી શકાય. શહેરના સારા સારા વકીલો, ડૉક્ટરો, વેપારીઓ અને છાપાવાળાઓ તો એમના અંગત માણસો જ ગણાય; તે ઉપરાંત સત્યાગ્રહીઓ, સરકારી અફસરો ને તે પણ કલેક્ટરથી માંડીને સિપાઈ સુધીના પણ એમને ઓળખે. આ એમની બહારની જિંદગીની આછીપાતળી રૂપરેખા.



સેવા કરતાં સ્વાર્થની માત્રા એમના જીવનમાં વધારે પ્રમાણમાં હતી. કાર્ય કરતાં કાર્યનો દેખાવ કરવો અને તેની યોગ્ય રીતે જાહેરાત કરવી એ એમનું ખાસ લક્ષણ. માથે 'હું'ની પાઘડી રાખીને જ તેઓ ફરતા.

બુદ્ધિ સાથે એમને બહુ મિત્રાચારી ન હતી, આમ છતાં પણ તેઓ શક્તિના અખૂટ ખજાના જેવા હતા. આ એક એમની બીજી બાજુ.



નકામા કે કામસર દિવસમાં બેચાર વાર અમુક લત્તાના આંટા લગાવવા એ તો એમનો રોજનો જ નિયમ. હાથમાં કોઈ ને કોઈ જાતના કાગળીઆં તો રાખવાં જ. અમુક ચોક્કસ ઠેકાણે ઉભા રહીને, અમુક માણસને કોઇ ને કોઇ બહાને બૂમ મારવી જ ને ત્યાં થોડી પળો તો ગુમાવવી જ. આ એમની નોંધપાત્ર ખાસિયત. ગૂજરાતી અને અંગ્રેજી ભાષાનો, ભાષાના જાણકારને કર્કશ લાગે તે છતાં પણ તેઓ હરકે ને ઠરકે ઉપયોગ કરી લેતા. આ એક ત્રીજી વિશિષ્ટતા.

એ ગૃહસ્થ તે ભાનુભાઇ. એમની પરચૂરણ માલની પ્રખ્યાત દુકાન. આખો દિવસ એમની દુકાને ઘરાકોની ભીડ જામેલી રહેતી. દુકાનનું લગભગ ઘણુંખરૂં કામ એમના પગારદાર માણસો જ કરતા, જ્યારે પોતે તો લગભગ આખો દિવસ આ પોતે માનેલું ને વ્હોરી લીધેલું સેવાનું કાર્ય જ કરતા. દુકાને બેસતા પણ તેય અસ્થિર મનથી.



ભાનુભાઇને પુષ્પા નામની પત્ની અને રવિ નામનો પાંચ વરસનો એક પુત્ર. બહારથી સુખી જણાતા એ કુટુંબમાં એક બહુ જ ગૂઢ–કાળી વાદળી ફરી વળી હતી. એ વાદળી તે પુષ્પા ને ભાનુભાઈ વચ્ચેનું જીવન. લોકો પુષ્પાને ભાનુભાઇ જેવા પ્રખ્યાત ને લોકસેવક પુરૂષની પત્ની તરીકે ભાગ્યશાળી માનતા. પણ પુષ્પા ખરૂં જોતાં ખરેખર કમનસીબ હતી.

કારણ ભાનુભાઈ માત્ર ખપ પૂરતું પુષ્પા જોડે બોલતા એટલું જ, એ સિવાય પુષ્પા બીજી બધી રીતે ત્યાજ્ય હતી. ઘણી વખત તો પુષ્પા ને ભાનુભાઈ વચ્ચે દુભાષિયા તરીકે ઘરનો નોકર કામ કરતો. કંઈ

જોઇતું હોય અથવા કંઇ પૂછવું હોય તો ભાનુભાઇ પોતાના નોકરને પૂછતા, ને જે વસ્તુ એમને પોતાની પત્નીને પૂછવાની હોય અથવા તો જે વસ્તુની એમના પત્નીને ખબર હોય, તે વસ્તુ તેઓ પોતાના છોકરાને પૂછતા ને કહેતા. આમ છતાં વખત આવ્યે ચાર પાંચ સારા પુરૂષોની હાજરીમાં તેઓ પત્ની જોડે બોલી પણ લેતા અને પોતાના સુખી સંસારની સુંદર છાપ પાડતા.



આ સ્થિતિના કારણુ અંગે ભાનુભાઇ પ્રકાશ પાડી શકે એમ નથી. વાત એમ છે કે ભાનુભાઇએ બે ચાર સ્ત્રીઓ સાથે પરિચય વધારીને અધ:પતનનો માર્ગ લીધો હતો. સદાચારી પુષ્પાએ ભાનુભાઇને શક્ય એ રીતે વારેલા. પુષ્પાએ એક રાત્રે ગડદાપાટુ સહન કર્યાં અને ત્યારથી ભાનુભાઇના દિલમાં ગાંઠ વળી ગઈ. ગમે તેવા કાર્યં છૂપાં રહેતાં નથી. વળી દુનિયા ઘણું જાણે છે પણ તે અવિવેકી બની મોઢે કહેતી નથી. એ રીતે ભાનુ-ભાઇની વાત થોડેઘણે ઠેકાણે ગવાવા લાગી. ભાનુભાઇને શક પડયો ને તે શક દહાડે દહાડે દ્રઢ થતો ગયો કે મારી પત્નીએ જ મને વગોવ્યો.

ભાનુભાઇ રોજ ને રોજ નવી નવી સ્ત્રીઓ સાથે પરિચય સાધતા ફરે છે. કોઇના ભાઇને પૈસા અપાવી, કોઇના પતિને કામ કે નોકરી અપાવી, કોઇના સરકારી કામકાજમાં મદદ કરી કે કોઇને થોડી ઘણી રાહત આપી કે અપાવી, તેઓ પરિચય વધારતા વધારતા વ્યભિચારના છૂપે માર્ગે આગળ વધ્યા જ જાય છે. એ એમની કળા છે—પરિચય વધારવાની ને પરિચયનો લાભ લેવાની. પુષ્પા બધું જાણે છે પણ બોલી શકતી નથી. તે રડી શકે છે અને તે પણ છાની છાની ઘરની ઇજ્જત સચવાય એમ.



પણ બિચારો નાનો રવિ આમાં ઘણો અગત્યનો ભાગ, જાણે અજાણે ભજવી રહ્યો છે રવિ પૂરતો જ શું ભાનુભાઇએ પુષ્પા સાથે

સહકાર કર્યો હશે ? જો રવિ જરા માંદો પડી જાય તો જેટલી દરકાર ભાનુભાઇ રાખે છે તેટલી પુષ્પા રાખતી નથી. ડૉક્ટરોને ત્યાં લઇ જવો, દવા પાવી, રીતસરનો ખોરાક ખવડાવવો, એ બધું જ કાર્ય તેઓ બહારનું બધું જ કાર્ય છોડી દઇ કરતા. જ્યારે પુષ્પા રવિ પ્રત્યે મોઢું મચકોડી મચકોડીને ઘરમાં ફરતી ને રવિ પ્રત્યે છાશિયું કરતી. માતૃહૃદયનું વાત્સલ્ય ને અમી પુષ્પાના દિલમાંથી કેમ સુકાઇ ગયાં હશે ?



પણ એ રવિ જ ભાનુભાઇને માટે આશીર્વાદરૂપ હતો. એ રવિ વડે આજે ભાનુભાઇના અધઃપતનનો માર્ગ સરળ બન્યો હતો. રવિ વડે પુષ્પા માતા બની અને પુષ્પાના માતૃત્વે ભાનુભાઇ નિશ્ચિંત થયા. વંશ તો રહેશે જ એટલી નિરાંત ભાનુભાઇને માટે થોડી ન હતી. ઉપરાંત રવિ એ બાહ્ય જગતને માટે ભાનુભાઇ ને પુષ્પા વચ્ચે સારો–મીઠો સબંધ છે એની સાક્ષીરૂપે હતો. પુષ્પાને બક્ષેલા માતૃત્વ પાછળ ભાનુભાઇની ઉદારતા કે પ્રેમ ન હતાં પણ......વાસના પોષવા સારું અખત્યાર કરેલી કુટિલ નીતિ હતી.

એ રવિ ન હોત તો પુષ્પા ને ભાનુભાઇ આમ રહેત ખરાં ? એ સુખી દિવસો કલ્પી શકાય છે ? એ વખતની પુષ્પા કલ્પી શકાય છે ?



અને.........આજે એ રવિ માંદો છે. ત્રીસ ત્રીસ દિવસ થઇ ગયાં છે. કોઇ કહે છે કે એ બચશે, કોઇ કહે છે કે નહિ જીવે. રવિની પથારી પાસે બેઉ પતિ–પત્ની બેઠાં છે–સુખી જીવનનાવના સાક્ષી તરીકે. ભાનુભાઇ ઉદાસ છે. એમના મુખ પર બ્હાવરાપણું છે. પુષ્પાનું મુખ પણ પડેલું છે.

ભાનુભાઇ જે માટે પ્રાર્થના કરે છે એ માટે પુષ્પા પ્રાર્થના તો નથી જ કરતી. આમ છતાં જીવતા રવિએ મરેલો પુષ્પાનો આત્મા, રવિના મૃત્યુએ ખીલી ઉઠશે એવી શકયતા છે ખરી ?

આમ છતાં પિતૃપદનો ભાનુભાઇએ કરેલો દુરૂપયોગ ખરેખર અસહ્ય છે—પુષ્પાના માતૃહૃદયની કઠોરતા કરતાંય.

રવિ જીવશે કે મરશે એ હજી ચર્ચાય છે. શું થશે એ ભાવિ જાણે. ન બને એવું ઘણું શું બની જતું નથી ?

ભાનુભાઇના જાહેરજીવન ને ખાનગી જીવનનો ભેદ કહેતું આ છૂપું ચિત્ર રવિના મૃત્યુથી જેટલું છૂપું રહેશે તેટલું રવિના જીવવાથી રહેવાનું નથી, કારણ પાપ કોઇ દિવસ પણ છાપરે ચડીને પુકારશે અને ત્યારે ભાનુભાઇનું મોઢું લોકોની સલામ ઝીલવા જેવું રહેશે નહિ અને બિચારી પુષ્પા વધારે દુ:ખી થશે, કારણ કે તે એક વ્યભિચારીની પત્ની તરીકે ઓળખાશે.



# વીણા

જતા આવતા દરેક જણ ત્યાં ઊભા રહેતા, બરીકાઈથી જોતા. એ દુકાન આગળનો માનવસમુદાય જરાયે ઓછો થતો નહિ. વૃદ્ધો, યુવાનો, વિદ્યાર્થીઓ અને યુવતીઓ એમ બધાં જ એકીટશે દુકાનમાંના જુદી જુદી ઢબના એક મુગ્ધાના ફોટાને નિહાળી રહેતા અને ફોટામાંની માદક નયનવાળી રૂપસુંદરી કોણ છે એ શોધવાનો પ્રયત્ન કરતા. કેટલાક ત્યાં ઊભા રહી નિષ્ફળ તર્ક કરતા. કોઇ કહેતું "હું નથી માનતો કે આ કોઈ ગૃહસ્થ બાઇના ફોટા હોય." "હા, હા, મારું પણ એજ ધારવું છે, પેલી નવી કાશ્મીરવાળી બાઇ આવી છે તે પણ હોય" પતિતાના લત્તાનો જાણકાર આવી રીતે બોલી ઉઠતો "ના ભાઈ ના, બાઇ તો ગૃહસ્થની જ છે." આમ ઘણી ચર્ચાઓ છબી પાડનારની દુકાન આગળ જ થતી.



ઘાટીલા દેહની જુદીજુદી ઢબછબની છબીઓ વધારે આકર્ષક હતી, એટલું જ નહિ પણ ભાવવાહી પણ હતી. એક છબીમાં તે પૂજાની

સામગ્રી સાથે જોવામાં આવતી, બીજામાં તે પિયુની વાટ જોતી જોવામાં આવતી, ત્રીજી છબીમાં તે નીચાં નયને કંઇ અંતરમાં વલોવતી હોય એમ જણાતું હતું. આવા તો બીજા ઘણુંએ પ્રકાશ-છાંયાની ખૂબીવાળા ફોટા હતા.



"કેમ તેં પેલા ફોટા જોયા કે નહિ ?

"ના, કોના ?"

"એજ ઓળખાતું નથી-ચાલ આવતો હોય તો જોઇ આવીએ!" હું મારા મિત્ર સાથે ફોટોગ્રાફરની દુકાને ગયો. ફોટા જોયા અને મેં તરત જ કહ્યું કે 'આ તો વીણા છે.'

"એ કઇ વીણા ?" મારા મિત્રે ઉત્સુક થઇને પૂછ્યું

"એજ પેલી સામી શેરીને નાકે રહે છે તે."

"કોણ પેલા મનસુખની વહુ ?"

"હા, બિચારા ભલા મનસુખની વહુ."



"વસંત ! તું પણ આવજે ને અલિ રસિકા તું પણ આવજે, નયન તું પણ ભૂલતી નહિ અને ગુલાબબ્હેન તમે પણ આવજો !" આમ વીણા બધાને ફોટા જોવા માટેનું આમંત્રણ આપી આવી. બપોરે લગભગ ત્રણેકના સુમારે વસંત, રસિકા, નયન, ગુલાબબ્હેન અને બીજી એચાર બ્હેનપણીઓ ને મોખરે ચાલતી વીણા ફોટોગ્રાફરની દુકાને આવી પહોંચ્યાં. ફોટોગ્રાફરે વીણાને મંદ હાસ્યથી સતકારી. વીણાએ ફરી ફરીને પોતાની બ્હેનપણીઓને પોતાના જુદાજુદા 'પોઝ' બતાવ્યા. 'પોઝ'

જોતાં જોતાં બ્હેનપણીઓએ વખાણ કરવા માંડયા ને વીણા સ્વર્ગની ટોચે વિચરવા લાગી. વીણા દુકાનમાં એક માલીકની અદાથી ફરવા લાગી. થોડીવાર રહીને ફોટોગ્રાફરે ઠંડુ પીણું મંગાવ્યું અને તેને બધાએ ન્યાય આપ્યો. ઘર તરફ જતાં વીણાને એની બ્હેનપણીઓએ અનેક પ્રશ્નો પૂછ્યા.

"વીણા એ તારા ઓળખીતા છે?"

"હા"

"ત્યારે તો આ ફોટા મફત પાડયા ને?"

"દોસ્તો વળી" એમ કહી વીણાએ જરા આગળ ચાલવા માંડયું, એટલે પાછળ રહેલાં ગુલાબબ્હેન નયનને કહેવા લાગ્યાં.

"નયન! વીણાને કેટલા પૈસા મળ્યા હશે, તું શું ધારે છે?"

"આપ્યા હશે વળી બસો ત્રણસો"

"હા, મારું પણ એજ ધારવું છે.",

"પણ કેવી મહારાણી જેવી ફોટામાં દેખાય છે ને ઘર આગળ તો જોવી પણ ન ગમે?" નયને સાચી વાત કહી દીધી.

"અને એ મહારાણીનો રાજા! બિચારાના કપડાંના પણ ઠેકાણા નહિ. મોંઢા પરથી માખ પણ ઉડે નહિ." ગુલાબબ્હેને વધારે સ્પષ્ટીકરણ કર્યું.

પણ એવો એવો તોય સારો કે આ બાઇસાહેબને નભાવી લે છે. આખો દહાડો નીચું મોઢું રાખીને કામ કર્યે જ જાય છે."

વીણાનું ઘર આવ્યું ને બધાં છૂટાં પડયાં.

વીણા અને મનસુખલાલ એ બેના જીવન વિષે કંઈ ખાસ કહેવાનું નથી. બેઉ પ્રેમાળ ભાવે જીવન વ્યતીત કર્યે જતાં હતાં. મનસુખલાલના કેટલાક મિત્રો અને તેમને ત્યાં ઊઠતા બેસવાવાળાઓએ ધીમે ધીમે ઘરમાં પ્રભાવ જમાવવા માંડ્યો અને દુનિયાના આવા કાર્યના કરવૈયાઓએ વીણાને 'પોઝ'ને માટે તૈયાર કરી. વીણાએ પોઝ પડાવ્યા. લોકોએ નિહાળ્યા-વખાણ્યા.



પણ...પણ વીણાના પતિના દિલમાં જાણે ડંખ લાગી ગયો. વીણાએ ફોટો બતાવતાં પૂછ્યું "કેમ હું કેવી દેખાઉં છું?" ત્યારે વીણાના પતિએ કહ્યું "જે છે તે-એમાં વધારે શું છે!" આ ઉદાસીનતાનું મુખ્ય કારણ વીણાની બદલાયેલી દષ્ટિનું હતું ફોટામાં વીણાએ પોતાનું રૂપ વધારે મોહક જોયું, અને તે દિવસથી વીણાએ ચંચળતા ધારણ કરી, એટલું જ નહિ પણ મનસુખલાલ પર સત્તા જમાવવા માંડી.

જગતની દૃષ્ટિએ એ એના પતિને ચાહતી. એના પતિને વીણાના પ્રેમમાં કંઈ ઊણપ જણાવા લાગી. એ પણ અસ્થિર બન્યો. ચંચળ મનની વીણા હવે હિંચકે બેસી-ઝૂલતી ઝૂલતી બારીમાંથી જતા આવતા લોકોને નિહાળે છે. ચિત્રમાંની યુવતી વીણા જ છે ને એ આ ઘરમાં જ રહે છે એમ જાણનાર સૌ કોઈ જતાં આવતાં વીણાની બારી તરફ નજર નાંખે છે ને નેત્રવિલાસ અનુભવે છે. મનસુખલાલને મળવા પણ હવે ઘણા ઘણા આવે છે. મનસુખલાલનો ઉરનો તાપ દહાડે દહાડે વધતો જાય છે. એક વરસ પહેલાં માત્ર પતિને જ માટે શૃંગાર કરતી મેલીઘેલી વીણા આજે પોતાના ને પારકાના આનંદ માટે વસ્ત્રો સજે છે, ઘરેણાં પહેરે છે અને ત્યારે મનસુખલાલ બેઠા બેઠા ભૂતકાળની વીણાને વર્તમાનકાળની વીણામાંથી ખડી કરવાનો પ્રયત્ન કરે છે, અને તે વખતે વીણાનું મોઢું સડક પર મીટ માંડતું હસી રહે છે. મનસુખલાલ એ

હાસ્ય નિહાળે છે પણ તે જાણે છે કે આ હાસ્ય મારે માટે નથી— આ શૃંગાર મારે માટે નથી.

વીણા એજ ગતિએ હજી ચાલી જાય છે. એકના હૃદયને છુંદી તે આગળ વધે છે. ક્યારે પડશે તે તો કોણ જાણે? પણ પડતાં પડતાં જો કોઈ આંગળી ઝાલી બેઠી કરે તો તે મનસુખલાલ જ હશે?!



# 'જતન કરીશું'

[ સવારે ]

'કેમ ચિત્ર દોરી આપશો કે?'

'કોનું? તમારું?'

'ના, મારે તો ચૂંટણીના પ્રચાર માટે જોઇએ છે. દેશસેવાનું કાર્ય છે. ભારતમાતાનું ચિત્ર દોરવાનુ છે.'

'જુઓને બિપીનભાઈ, હમણાં મારાથી એ બને એમ નથી. તમે, તો જાણો છો ને કે હમણાં મારે......'

'કંઈ નહિ, કંઈ નહિ! વીણાબ્હેન એ તો હું કોઇ બીજે ઠેકાણે તૈયાર કરાવી લઇશ.'

'ખોટું ના લગાડશો, હોં.'

'અરે, એમાં તે ખોટું શાને લગાડવાનું હોય? ચાલો, હું જાઉં છું ત્યારે?'

'હા, આવજો.'

❧

[ બપોરે ]

'કેમ શું ચાલે છે?'

'આવો, આવો, બિપીનભાઈ, હમણાં તો વેકેશન છે એટલે ફુરસદ.'

'એકાદ ચિત્ર દોરી આપશો?'

'કોઈ ચિતારો નથી મળતો?'

'મફત થતું હોય ત્યાં સુધી સારું. લોકોના પૈસા બચે એ દ્રષ્ટિએ કહું છું. ચૂંટણીમાં હજી બીજો ઘણો ખર્ચ કરવાનો છે. તમારાથી એ કાર્ય થશે?'

'મારું દોરેલું ચિત્ર તમને ગમશે પણ નહિ. બીજુ હમણાં મને છેલ્લા કેટલાયે સમયથી પ્રેક્ટીસ નથી. તમે વીણાને ત્યાં જાઓ. આર્ટની છેલ્લી પરીક્ષા પણ એણે તો પસાર કરી છે.'

'હું વીણાને ત્યાં જઈ આવ્યો. એનાથી હાલ થાય એમ નથી.'

'પણ મારું ચિત્ર બહુ કિંમતી નહિ નીવડે, હું તો સાધારણ જાણું છું.'

'ભારતમાતાના એક કરૂણ અને કંગાલ ચિત્રની જ મારે જરૂર છે, રંજનબહેન.'

'તો એમ રાખો, હું દોરી આપીશ. બસ! તમને નિરાશ નહિ કરૂં.'

'પણ રંજનબહેન, આવતી કાલે જોઈએ જ.'

'આવતી કાલે! હજી તો હું નાહી પણ નથી. ઘરનું કામ પણ પડયું છે...પણ કંઈ નહિ તમારું આ કામ તો હું જરૂર કરી આપીશ.'

રંજન પ્રતિ મને ભારે માન ઉત્પન્ન થયું. કળા જાણનારા ઘણા હોય છે. પણ કળાને અણીને અવસરે સજીવન કરનારા ઘણા ઓછા હોય છે.

રંજન અને વીણાની મેં મનમાં તુલના કરી. રંજનનું ત્રાજવું નીચે નમતું હતું. કોણ વધારે શ્રેષ્ઠ? કોની કળા સાચી? કોની પાસે કળા દીપે? કળાએ પોતે જ ક્યાં રહેવું જોઇએ? એ પ્રશ્નો હું, રંજન અને વીણાને દ્રષ્ટિ સમક્ષ રાખીને પૂછવા લાગ્યો. પ્રશ્નના જવાબમાં રંજનની મૂર્તિ જ મનમાં તરવરતી હતી.



[ સાંજે ]

'કેમ કેટલું દોરાયું?'

'આ રહ્યું તમારું ચિત્ર.'

ચિત્ર જોઇને ખરેખર હું અજાયબ બની ગયો. આ શું? એમ મારા મનમાં ત્યારે થયું. એજ આકૃતિ. આબેહુબ એજ મુખડું. એજ છાપેલું પોસ્ટર જે મેં થોડાંક દિવસ અગાઉ પ્રદર્શનમાં જોયુ હતું. એ છાપેલા પોસ્ટરની રંગપૂર્ણી અને રેખા પકડાઈ ન જાય એ માટે એ માટે એની આજુબાજુ અને બેકગ્રાઉન્ડમાં કાળો રંગ યોગ્ય રીતે સાવચેતીથી પૂરી દેવામાં આવ્યો હતો. ભારતમાતાની મુખાકૃતિમાં ને દેહરેખામાં પણ પીંછીને વેગ આપવામાં આવ્યો હતો. ટૂંકમાં છાપેલું પોસ્ટર જ તૈયાર કરવામાં આવ્યું અને એ પકડાઇ ન જાય એ માટે રંજને પાકી નજર રાખી હતી.

'બહુ જલ્દી બનાવી દીધું ને' મેં હસતાં હસતાં કહ્યું.

'તમે જલ્દી માંગો એટલે છુટકો છે? વારૂ, તમને ચિત્ર ગમ્યું કે નહિ? અને તમે આટલા બધા વિચારમાં કેમ પડી ગયા?'

'વિચારમાં પડી જવાય એવું જ તમારૂં ચિત્રકામ છે. મેં નહોતું ધાર્યું કે તમે આવું કાર્ય કરશો?' અસ્પષ્ટ રીતે મેં રંજનને ઘણું કહી નાંખ્યું.

'ખોટાં ખોટાં વખાણ ન કરો! તમને તો એવી ટેવ પડી છે."

'ખરેખર હું વખાણ નથી કરતો પણ જે સત્ય છે તેજ કહું છું,' હું તો મારા દિલનો પડઘો જ પાડયે જતો હતો.

'કાળો રંગ બેકગ્રાઉન્ડમાં પૂર્યો છે એટલે તમે વિચારમાં પડયા?'

'હા,' રંજનને જવાબ આપવા ખાતર જ મેં હા કહી.

'એ રંગ તો ભારતમાં અંધકાર છે એનું આબાદ સૂચન કરે છે.'

'બરાબર છે રંજન! એ અંધકાર પાછળ કેવી કેવી વસ્તુઓ છુપાઇ પડી છે એ કોણ જોઈ શકે છે?' રંજનના બચાવનું સમર્થન કરતો દ્વિઅર્થી જવાબ મેં આપ્યો અને રંજન ખુશ થઈ.

વીણાએ ચિત્ર દોરી આપવાની ના કહી અને રંજને હા કહી ચિત્ર દોરી આપ્યું. એ ચિત્રનો મેં ઉપયોગ કર્યો. આ આખીયે ઘટના પાછળ એક ઇતિહાસ રચાઇ ગયો. વીણાની 'ના' જેટલી અકારી ન લાગી તેટલી બલ્કે તેનાથીયે વધુ અકારી રંજનની 'હા' મને લાગી. વીણાએ 'ના' કહીને ઉપકાર કર્યો કે રંજને 'હા' કહીને, એ પ્રશ્ને મારા દિલમાં સ્થાન ન રહ્યું. રંજને મને ભારતમાતાનું ચિત્ર દોરીને આપ્યું તો ખરૂં, પણ સાથે સાથે એણે મને પોતાના સ્વભાવનું જાગતું જીવતું ચિત્ર અજાણ્યે આપી દીધું; અને એ ચિત્ર પરથી એની કેટલીયે સ્વભાવરેખા મેં પકડી લીધી.

❧

[ જીવનભર ]

'કેમ, તમારૂં કામ પતી ગયું ને?' ઓરડામાં દાખલ થતાં જ રંજને પ્રશ્ન કર્યો

'હા, એમાં તમારો પણ ફાળો છે ને?'

'એમાં મેં શું ધાડ મારી?'

'તમે પણ કળાકારની રીત પ્રમાણે બોલતા થયા ખરા?'

'પણ આ સાથે શું લઈ આવ્યાં છો?'

'તમારૂં દોરેલું ચિત્ર.'

'કેમ?'

'તમને પાછું આપવા.'

'મારે નથી જોઇતું.'

'એમ તે કંઇ ચાલે રંજનબ્હેન! તમે તો એના માલિક છો.'

'પણ મને ઓછી ચિત્રની નવાઈ છે?'

'નવાઇ ન હોય તોયે શું? એ તમારૂં દોરેલું ચિત્ર તો છે ને?'

'તો મારા તરફની ભેટ તરીકે લઇ જાઓ બિપીનભાઇ!'

'તમે ચિત્ર દોરી આપ્યું એજ એક ઉત્તમ ભેટ છે. તમારા ચિત્રની અસર મારા પર કંઇ જેવી તેવી ન સમજતા!'

'તમે પાછા અસલ ઢબ પર ગયા. મને છાપરે ન ચઢાવો.'

'હું જે કહું છું તે સત્ય કહું છું અને સત્ય તો છાપરાથીયે ઉંચું છે.'

'લાવો ત્યારે હું પણ એનું જતન કરીશ.'

અને મેં ભારતમાતાનું ચિત્ર રંજનના હાથમાં મૂક્યું. રંજન હસી. હું પણ હસ્યો. રંજન ચિત્રને જોઇ રહી. હું રંજનને જોઇ રહ્યો.

ત્યાર પછી એકેય દિવસ રંજનને ઘેર મેં એ ચિત્ર વિષે વાત ઉપાડી નથી. રંજન ઘણી વાર એ વાત જાણી જોઇને કાઢતી અને મારે માટે લીધેલી મહેનતનો ખ્યાલ આપવા પ્રયત્ન કરતી. એ વેળા હું તો માત્ર ચિત્રનાં વખાણ કરતો અને રંજન આનંદ પામતી. મારા મુખેથી એની પ્રશંસા થઇ રહી છે એ જાણીને કે પોતે દોરેલા ચિત્રની કરામત પકડાઈ નથી ગઈ એ જાણીને એ આનંદ પામતી તે હું આજેય કહી શકતો નથી. ગમે તેમ પણ મારા ઉપર ઉપકારનું એક ભારણ વધ્યું છે. હું ઘણીવાર એમ કહેતો "રંજનબ્હેન, ખરેખર તમે મારા ઉપર ખૂબ ઉપકાર કર્યો છે, તમે ચિત્ર પાછળ ઘણી મહેનત લીધી હતી—એ ચિત્ર પણ હુબહુ હતું."

ચિત્રનો ભેદ હું જાણું છું એ વાત રંજન ન જાણે એમાં ખરી મઝા છે ને રંજનનો આનંદ પણ એમાં છે. રંજન પણ એમ જ ચાહે છે કે આ ચિત્રનો ભેદ હું ન જાણું. ગમે તેમ હો પણ અમે બે જે વાત જાણીએ છીએ તે કોઇ જાણતું નથી. રંજન જાણે છે–માને છે કે ચિત્રની બનાવટ વિષે હું કંઇ જાણતો નથી. ચિત્ર વિષે જે કંઈ હું જાણું છું તે રંજન જાણી શકી નથી–પામી શકી નથી. એટલું તો ચોક્કસ કે અમે બે–હું અને રંજન એક બીજાથી છૂપું રાખવા જેવું કાંઇ ને કાંઇ તો જાણીએ જ છીએ. રંજન ભારતમાતાના એ ચિત્રનું જીવનભર જતન કરશે એ માટે શક નથી. હું ચિત્રની ખરી ખૂબીઓ બહાર ન પડે એ માટે વાતનું જતન કરીશ એ માટે ખાત્રી આપી શકું છું ને એટલા ખાતર જ જ્યારે જ્યારે હું રંજનને નિહાળું છું ત્યારે ત્યારે મારૂં હૃદય બોલી ઉઠે છે. '—જાણીએ આપણે બેઉ, ચિત્રની ખરી ખૂબીઓ.'



# ભૂલાયલું પગથિયું

અઢાર–વીસ વરસનો તે યુવાન. એનું જીવન પ્રવૃત્તિમય હતું. દેશસેવાનો રંગ એણે લાગવા દીધો હતો. એમાં રંગાવાની એને મઝા પડી હતી. તે કેટલાં મંડળો કાઢતો, તેનો મંત્રી કે ઉપપ્રમુખ થઇ બેસતો. થોડું બોલતો. થોડું લખતો. શહેરના જાહેર કાર્યક્રમોમાં તેની હાજરી હંમેશ જણાતી. અને એ જ એની દેશસેવા–દેશસેવાનો રંગ.

❧

રંગે રંગાયેલો તો પણ અભ્યાસ કરતો. કૉલેજના દ્વારે પહોંચ્યો હતો. કૉલેજનો રંગ પણ એને લાગ્યો હતો. કૉલેજ જવું ન જવું એ એની મુનસફી પર હતું. વધારે વખત ગેરહાજર રહેવું અને ચાલુ પીરિયડે ચાલ્યા જવું એ એનું ગૌરવ હતું.

❧

એ પણ ચાલુ જમાનાના વાદના વિગ્રહમાં પડ્યો હતો. કોઇ પણ વાદને તે પોતાનો કહેતો અને વખત આવે કોઇ પણ વાદનો અભ્યાસી હોવાનો દાવો કરતો. એના મગજે અસ્થિરતા ધારણ કરી. છતાં અસ્થિર નૌકા પણ માર્ગ તો કાપે જ છે ને? જે માર્ગ કપાયો તે ખરો!

❧

હોટલો–સીનેમા ને મિત્રોના ટોળામાં પણ એ દેખાતો. જીવનની જરૂરીઆતોમાં આ તો મારે જોઇશે જ અને આના વગર તો ચાલે જ નહિ એવું કહેવામાં પણ તે ગર્વ લેતો.



લોકોએ એને ગર્વ લેવા દીધો. કાળે અને સંયોગોએ એને રસ્તો કરી આપ્યો. વંટોળીઓ આવે ને જેમ નકામી વસ્તુઓ ઉંચે ચઢી જાય તેમ એ પણ વંટોળમાં ચઢ્યો–બહુ જ ઊંચે. ઊંચે ચઢતાં એ મલકાયો–દુનિયાએ એની ઊંચાઇ જોઈ–ઊંચે કેમ ચઢ્યો એનું કારણ જોયું નહિ, અને એને થયું કે હું કંઈ છું–મારામાં કંઈક છે.

ઘરમાં ત્રણ જ માણસ. એ, એના પિતા અને એનો નાનો ભાઈ. ઘરમાં ખાવા અને સુવાને જ તે આવતો. બાકી આખો દિવસ બ્હાર જ રહેતો. ગરીબ ઘર હતું. એના પિતા રેલ્વેમાં ચોપડીઓ વેચી ખાતા અને વાર તહેવારે, બ્રાહ્મણ હોવાથી રણછોડ રંગીલાની બૂમો પાડી જીવનની ઓછામાં ઓછી જરૂરિયાતો પૂરી પાડવા જેટલું ઉત્પન્ન કરતા. પુત્રહ્રદયને ઉણપ ન લાગે, દિલ દુભાય નહિ એટલે તેઓએ એને ભણવાની રજા આપી હતી અને ગમે તે ભોગે ભણાવતા–ખવડાવતા અને એને ચાલુ જમાનામાં શોભે એવાં મિત્રોમાં એ નીચો પડે નહિ એવાં કપડાં તથા બીજી સામગ્રીઓ એને લાવી આપતા. આ પિતૃહ્રદય હતું.



એનો નાનો ભાઇ, મોટાભાઇ મોટાભાઇ કરતો એની સેવા કરતો. કોઇ પણ કામ કોઇ પણ પળે કરવા એ તૈયાર રહેતો. જ્યારે એ, એના તાનમાં જ હતો. નહિ પિતા સાથે બોલે. એમને શું જોઇએ છે, શું થાય છે, ખાધું કે નહિ, ઘરનું ભાડું આપવાનું છે કે આપ્યું છે એવું કંઇ પણ પૂછે નહિ. ઘરમાં આવે, ખાય ને ચાલ્યો જાય. પિતા રસ્તામાં સ્હામે મળે તો બોલાવે પણ નહિ. કદાચ વાત કરે અને રસ્તામાં મિત્રો

મળે તો લાજી મરે કે અરે ! આવો એનો બાપ ! બાપ એને પૂછે કે ભાઇ ક્યાં ગયો હતો ? કેમ મોડો આવ્યો ? આ બધી રોજ ધમાલ શી છે ? તો એ ખીજવાઈ જતો, ચીઢાતો. તમે એમાં વગર સમજે શું કરવા માથું મારો છો એવો જવાબ આપતો. નાનો ભાઇ જાણે ઘરમાં છે જ નહિ એમ એ માનતો. માત્ર કામ વખતે જ તેને બોલાવતો અને ઘરનો બધો કારભાર એ ચલાવે છે ને એના વડે ઘર ચાલે છે એ પ્રમાણે એ પિતા અને નાનાભાઇ સાથે વર્તતો. પિતાને આ સાલતું. પિતાને આ મુંઝવતું. પણ એ હ્રદયને મારીને બેસી રહેતા. ન તો આંસુઓ બ્હાર પડતાં; ન તો જીભ આગળ વધતી.

વખાણનારા લોકો-રોજ સાથે બેસનાર મિત્રો, બુદ્ધિના ચમકારે કે દંભના ઓજસે અંજાઈ જનારા એવા અનેક એના પિતાના હ્રદયને પૂછે તો ? પિતૃહ્રદય અને પુત્રહ્રદયના તફાવતનું અંતર કાઢે તો ?

"બહુ સારો છે." "હોંશીઆર છે," "કામ કેટલું બધું કરે છે?" "લખે છે કેવું !" એવી બ્હાર પડતી બૂમોએ પિતૃહ્રદયની લાગણી જાણવા એને કેમ ન પ્રેર્યો ? દેશસેવાના રંગે રંગાયેલા એ દેહ પર કુટુંબસેવાના રંગના થોડાક છાંટા પણ કેમ ન ઉડયા ? એ ભૂલાયલું પગથિયું બીજાં પગથિયાં પણ નહિ ભુલાવે ! એ શું એની સિદ્ધિ હતી ? કુટુંબસેવામાં અધૂરો રહેલો-દેશસેવાના કાર્યમાં અધૂરો નહિ રહે ? પિતૃસેવા વગરની દેશસેવા કદિયે ફળદાયી નીવડશે ?

# હાથથી ગઈ

"હાથથી ગઈ"

'હોય, હાથમાં ન આવી તો આપણું નશીબ.'

"એમાં નશીબ શું?"

"કેમ વાર લાગી ને ઉપડી ગઈ તે નશીબ નહિ તો બીજું શું?"

"જરા મોડું થયું નહિ તો...કોણે ધાર્યું હતું......મણુ..."

મારા પડોશી આનંદશંકર અને તેમની પત્ની વચ્ચે સવારે છ વાગે થયેલો આ સંવાદ ભીંત ભેદીને અધકચરો મારે કાને અથડાયો. એ વાત સાંભળીને હું સીધો નીચે ઉતર્યો. મારા ઘરવાળાં ચૂલો ચેતાવતાં હતાં.

"તને શું લાગે છે?" મેં ધડાકો કર્યો.

"કોનું?"

"આ આનંદશંકરની ભત્રીજી રજનીનું"

"કોલેજમાં ભણતી હતી. પવન લાગેલો ખરો."

"એ પેલા દેશાઈના પોયરા જોડે ફરવા પણ જતી હતી ને?"

"અરે સિનેમામાં ય જતી હતી ને."

"બસ ત્યારે એજ."

"શું એજ ?"

"ગઈ–ઉપડી ગઈ"

"તમને કોણે કહ્યું ?"

"એઉ ધણી ધણિયાણી હમણાં જ વાત કરતાં હતાં."

"લો ને ત્યારે હું જ પુછી જોઉં ?"

"ગાંડી, કોઈને એમ સીધે સીધું પુછી જોવાય ખરું ?"

"ત્યારે ?"

"વાગતું–વાગતું આવશે માંડવે."

હું ઓટલા પર ગયો. થોડીવાર રહીને ઉપર ગયો. ભીંત આગળ કાન માંડયો. કંઇ બીજી વાત સંભળાય તો ઠીક પણ કંઇ ન સંભળાયું. અને થયું કે તેઓ પાછલા ભાગમાં બેઠાં હશે. હું પાછળના ઓરડામાં ગયો. મારી કલ્પના ખરી પડી.

"તો કંઇ ગયા વગર ચાલશે ?"

"જવું તો પડશે જ."

"બપોરે જજો."

"પણ મારે ત્યાં મોઢું શું બતાવવું ?"

"એમાં શું ? જે છે તે કહી દેવાનું." પછી વાત એટલેથી અટકી પડી.

આપણે તો એ પછી નાહી ધોઇને શાક લેવા ઉપડયા. ચૌટા-બજારમાંથી થોડી ખરીદી કરી. એવામાં રામશંકર મળ્યા.

"કેમ રામશંકરભાઈ ?"

"હો, હો બોલો ઘેલાભાઈ."

"કેમ શું સમાચાર છે?"

"સમાચાર તો શું પણ દુનિયા દહાડે દહાડે આગળની જાય છે."

"કેમ શું થયું?"

"પેલા આનંદશંકરની ભત્રીજી......!"

"હા, નંદશંકરની છોકરી. કોલેજમાં જાય છે તેજ ને?!"

"હા. એ ઉપડી ગઈ હોય એમ જણાય છે."

"કોણે કહ્યું?"

"આછ વાત સાંભળી તે કહું છું."

"બનવા જોગ છે, એની ચાલચલગત સારી ન હતી."

"બિચારા આનંદશંકર સવારમાં જ ક્યાંક જઈ આવ્યા અને એમને એમ પાછા આવ્યા."

"તારે તો વાત ચોક્કસ લાગે છે."

શાક લઈને હું ઘેર આવ્યો. રસોડામાં ગયો અને મારાં ઘરવાળાએ વધાઈ ખાધી.

"તમારી વાત સાચી."

"તેં કેવી રીતે જાણ્યું?"

"વાત એમ બની કે ગંગાબ્હેન તમારા ગયા પછી એટલે દહીં લેવા આવ્યાં હતાં. હું પણ એટલે ગઈ અને એમને પૂછ્યું..."

"સીધે સીધું પુછી નાખ્યું?"

"ના, એમ કંઈ હું ગાંડી છું? મેં કહ્યું, કાકી નવ વાગ્યા તોય રજની કેમ ન આવી? રોજ તો આઠ વાગ્યામાં તમારે ત્યાં આવી જતી. એમણે કહ્યું કે રજનીથી આજે અવાય એમ નથી. હાથ ચોકખો નથી."

"અરે એ તો બહાનું" હું મલકાઇને બોલ્યો.

"હું પણ એમ જ માનું છું" મારાં ઘરવાળીએ સૂર પૂર્યો.

"હાથ ચોકખો નથી એમ કહી ચાર દિવસ બેથી કાઢશે ને ગમે ત્યાંથી શોધી લાવશે. ભાગી ગઇ એ વાત તો ચોક્કસ."

બપોરે અમે જમતા હતા અને એક ભાડુતી ગાડી આવી. શનિવાર હતો એટલે જમતાં જમતાં ઉઠાય નહિ અને એ ભાડુતી ગાડી પાંચ મિનીટમાં તો આવી અને ગઇ. પાટલે બેઠાં બેઠાં એમાં કોણ જાય છે એ જોવાનો અમે પ્રયત્ન કર્યો પણ એમાં અમને બેઉને નિષ્ફળતા મળી. જમી રહ્યા પછી હાથ ધોઇને અમે બહાર ગયાં, ગંગાબ્હેન ઓટલે ઊભાં હતાં.

"કેમ ગંગાબ્હેન ગાડી તમારે ત્યાં આવી હતી?"

"હા."

"સવારે ગાડી હાથથી ગઈ. બહુએ ઉતાવળ કરી પણ ગાડી હાથમાં ન આવી અને જરાવારને સારૂં જોતજોતામાં ગાડી ઊપડી ગઈ. એ અમદાવાદ જવાના હતા."

"શું કામ?"

"સાહેબને આજે બપોરે અમદાવાદમાં મળવાનું હતું. એ તો કહે કે હું શું મોઢું લઇને અમદાવાદ જાઉં. મેં ઘણું સમજાવ્યા ત્યારે તૈયાર થયા અને અત્યારે મોકલ્યા. હવે ત્યાં જે થાય તે ખરૂં. જેવું આપણું નસીબ!"

"હા, સાહેબ લોકોનાં કામ બહુ ભારી. જરા મોડું થયું કે બસ ખલાસ."

"હા, બ્હેન પ્રભુ રૂઠજો પણ કોઇનો સાહેબ ન રૂઠજો!"

આ વાત પૂરી ન થઇ એટલામાં રજની આવી. મારાં ધર્મપત્નીએ મારી સામે જોયુ અને મેં પણ એમની સામે જોઇ ઘરમાં ચાલવા માંડયું.

"હાથથી ગઈ, હાથમાં ન આવી, ઉપડી ગઈ." એ સવારે આનંદશંકરની ભીંત વાટે સંભળાયેલા શબ્દો હજી પણ મારા કાનમાં પડઘા પાડે છે અને દૃષ્ટિ આગળથી રજની રાત્રે પણ ખસતી નથી.

"જોયું ને આ તમારી વાતો. આવી ખોટી વાતો કરતાં તમને શરમ નથી આવતી!"

"અને તુંય..."

"પણ તમે તો કેટલીયે ઠેકાણે સવારે શાક લેવા ગયા હશો ત્યારે કહી આવ્યા હશો."

"અને હું..."

"મેં કોઈને કહી નથી. માત્ર મારો ભાઈ પરાંમાંથી આવ્યો હતો તેને જ વાત કરી હતી"

"તારા ભાઈને વાત કરી...થઈ રહ્યું...આખું ગામ જાણશે!"

"અને તમને હું કાં નથી ઓળખતી? મારે મોઢે વધારે ના બોલાવો!"



# એને ખાતર

"યાદ કરજો હો!"

"યારૂ! જીવનની છેલ્લી પળ સુધી સંભારીશ અને..."

"અને?"

"અને જ્યાં હશો ત્યાં તમને સુખી ઇચ્છીશ, સુખી બનાવવા પ્રયત્ન કરીશ."

"તમે નારાજ તો નથી થયા ને?"

"ના."

"ત્યારે જરા હસો જોઉં?"

અને યુવાને સ્હેજ હાસ્ય કીધું.

"હું માગું તે આપશો?"

"મેં તો બધું આપી જ દીધું છે ને"

"કોને?"

"તમને."

"જુઠા?"

"તો માગી લો. નહિ આપ્યું હશે તો આપીશ"

"જીવન ગમે તેમ વેડફી દેશો નહિ" આમ કહી યુવતીએ એક અર્થસૂચક દ્રષ્ટિ યુવકની આંખમાં પરોવી. યુવાને નીચે જમીન ભણી જોયુ અને કેટલીયે વારે "[illegible]" એક દબાયેલો અવાજ નીકળ્યો. યુવતીને સ્હેજ આનંદ થયો પણ તે આનંદ જરા વારમાં સમાઈ ગયો. યુવતીએ ચાલવા માંડ્યું ને યુવક તો ત્યાં ઠરી જ ગયો.

☙

યુવક દેખાવડો હતો. પૈસાની એને પરવા ન હતી. એ મિનીટમાં પૈસાના ઢગલા કરી દે એમ હતું. એ વક્તા હતો. એ બોલતો ત્યારે લોકો સ્તબ્ધ થઇ જતા. એની વાણીના પ્રવાહમાં જનતા ડૂબકી મારતી. એ લેખક હતો. એનાં પ્રકાશનો માટે લોકો કાગને ડોળે સહ જોતા. એના કટાક્ષો ભલભલાની બુદ્ધિને પાણી ભરાવતા. ભલભલાને નીચું જોવડાવતા. ઘણી વખત તો એ બોલે ત્યારે હસવાનું જ મન થાય. ગમે ત્યાંથી તે હાસ્ય ઉપજાવે અને કલ્પના બ્હારની વાત રજુ કરે. એની વાણીમાંથી શું નીકળે એ કેહવું મુશ્કેલ હતું. એ કાયદાનો અભ્યાસી હતો. દેશના સારા બેરીસ્ટરોની આગલી હરોળમાં એનું નામ ગણાતું પણ એ ધંધા પ્રત્યે બેદરકાર હતો. ધૂનમાં આવે તો કેસ હાથમાં પકડે. કોઈની પ્રત્યે દયા આવે તો કેસ લડવા મેદાને પડે. કોઈ અટપટા કેસમાં મઝા પડશે એમ લાગે તો કોર્ટમાં ઊભો રહે. કેટલાયે વકીલ–બેરીસ્ટરો એની સલાહ મેળવી કેસ જીતતા અને ઠીક ઠીક કમાતા.

☙

એ વિચિત્ર તો હતો જ, પણ નિખાલસ અને વફાદાર પણ તેટલો જ હતો. એ ધૂની હતો, પણ કાર્ય પરત્વેની એની ચીવટાઈ પણ એટલી જ પ્રશંસાને પાત્ર હતી. ઘડીમાં તે સુંદર કપડામાં હોય તો ઘડીમાં ગમે તેવા પોશાકમાં હોય. કોઈ વખત એકાદ બે યુવતી એની

સાથે હોય, તો કોઈ વખત ટોળાબંધ હોય. કોઈ વખત એકલો અટુલો એ કોઈ ગરીબ લત્તામાં પણ ઘૂમતો હોય તો કોઇ વખત મિત્રોથી ઘેરાયેલો જણાતો. રાતે ગમે ત્યારે એ સુવે–ગમે ત્યારે એ ઊઠે. એના મિત્રમંડળનાં પણ ઠેકાણાં નહિ. દારૂડીયો કે ગુન્હેગાર, પોલીસ કે સત્યાગ્રહી, શ્રીમંત કે ગરીબ સૌ કોઇ એના મિત્ર હતા. ગમે ત્યાં એ રખડતો, ગમે તેની સાથે રખડતો, ગમે ત્યારે તે રખડતો. આ એની વિચિત્રતા–ધૂન–બેદરકારી જે કહો તે.

એક શુભ કાળે એનું મગજ કંઈક સ્થિર થયું. રખડવાનું ને ગમે તેમ ફરવાનું એણે છોડી દીધું. એક યુવતી સાથે જીવન જોડવાનો એણે નિશ્ચય કર્યો. બન્ને સાથે ર્યાં–ફર્યાં, કંઈ કંઈ વાતો બન્ને જણાએ કરી. બન્નેએ હૈયાં ઠાલવ્યાં–હૈયાં પારખ્યાં. હૈયાંની પરીક્ષાએ જીવન–નાવ સ્થિર બન્યું. એને જીવનની કિંમત સમજાઈ. પણ એ બે જણા સંજોગોને કારણે એક થયાં નહિ–ભિન્ન જ રહ્યાં ને તેથી યુવતીએ યુવાન પાસે “જીવન ગમે તેમ વેડફી દેશો નહિ” એ સૂત્ર ધર્યું અને સૂત્રનો સ્વીકાર કરાવ્યો.



સ્હેજ સ્થિર બનેલી નૌકા પાછી ડોલી ઊઠી. હતો એવો ક્રમ પાછો શરૂ થઇ ગયો. રાત વીતી ને દિવસ થયો. દિવસ જતાં રાત થવા માંડી. ગમે તે ખાતો, ગમે ત્યાં સુતો, ગમે ત્યાં ફરતો એ યુવાન કેટલાંયે વ્યસનમાં પડયો ને એમને એમ વરસો વીતવા માંડયાં.



“ક્યારે પકડાયો ?”

“પકડાયો શું ફાંસીની સજા પણ થઇ ચૂકી.”

“ફાંસી ? હેં !”

"હા, બહુ જ ખોટું થયું."

"ક્યારે ફાંસી દેવાશે ?"

"બે ચાર દિવસમાં"

ફાંસીની વાત સાંભળતાં જ યુવાન ઊઠ્યો. એની નજર આગળ યુવતી ખડી થઈ ગઈ. એ ઊંડા વિચારમાં પડી ગયો. યુવતીનો પતિ ફાંસીએ ચઢે તો યુવતીનું જીવન કેવું કરુણ થઈ જશે એનો એને ખ્યાલ આવ્યો. ચારે તરફ અંધકાર લાગ્યો. પવનનો એક સુસવાટો બધા અંગને ભેદતો આવીને ચાલી ગયો.

❧

શહેરમાં બળવો થયો હતો. કામદારોએ વિજય મેળવ્યો હતો. મુડીવાદી શ્રીમંતો દોષિત—નિર્દોષને કામદારો ફાંસીએ ચઢાવતા હતા. યુવતીનો પતિ પણ એક જમીનદાર હતો. એના કાકાએ ભૂતકાળમાં એક મજૂર છોકરાને ગાડી નીચે છુંદી નાખ્યો હતો, એટલે એને પણ ભૂતકાળના કાકાના ગુન્હા બદલ પકડવામાં આવ્યો અને ફાંસીએ ચઢાવવાનો હુકમ કરવામાં આવ્યો હતો.

❧

યુવતીના દુઃખનો પાર ન હતો. બળવાના કાળમાં યુવતીનું સાંભળે પણ કોણ ? અંધેર કારભાર ત્યાં આંસુ સારવાથી દયા પણ કોણ ખાય ? શબ્દ એ જ કાયદો—એ દશામાં ન્યાયની આશા ક્યાંથી ? બે ચાર ઓળખીતાઓ યુવતીના પતિને છોડાવવાનો પ્રયત્ન કરતા ને યુવતીને દિલાસો આપતા.

❧

"બોલ હું કહું છું તે કરવા તૈયાર છે કે નહિ ?"

"મારાથી એ નહિ થાય."

"કેમ ?"

"પકડાઇ જવાય તો મારા તો બાર વાગી જાય."

"બધી જવાબદારી મારે માથે."

"ના ભાઇ, માફ કરો મારાથી એ નહિ થાય."

"તો તું એમ જાણે છે કે તારી જીંદગી સલામત છે ?"

"તો તમે મારી વાત કહી દેશો ?"

"એક વખત મને જેલમાં લઇ જાય તો તું મુડીવાદી શાસનમાં જાસુસ હતો, એમ નહિ કહું."

"જેલમાં ગયા પછી મારે શું કરવાનું ?"

"હું એની જગ્યાએ રહીશ અને તું કેદીને બ્હાર લઇ જજે."

"બ્હાર લઇ જતાં કોઇ સામે મળે તો ?"

"તો કહેજે કે કેદીનો મિત્ર કેદીને મળવા આવ્યો હતો, લાગણી ઉભરાવાથી બેભાન થઇ ગયો છે."

અને જેલરે એક પછી એક કોટડી ખોલી. કેદીના ઓરડામાં યુવાન દાખલ થયો.

"ચાલ મારાં કપડાં પહેરી લે !" યુવાને કેદીને હુકમ કર્યો ને કેદીએ યુવાનના કપડાં પહેરવા માંડયાં. યુવાને કેદીનાં કપડાં પહેરી લીધાં. "હું લખાવું તે લખ" યુવાને બીજો હુકમ કર્યો ને કેદીએ કાગળ પેન્સીલ લીધાં. યુવાને લખાવવા માંડયું. કેદી લખવામાં મશગૂલ થઇ ગયો. યુવાને ક્લોરોફોર્મ કાઢયું ને કેદીને સુંઘાડી દીધું. કેદી બેભાન બન્યો. યુવાને જેલરને બોલાવ્યો. જેલરે બીજા એક જણની સહાયથી કેદીને ઉચકી લીધો અને જેલની બ્હાર ગોઠવણ મુજબ રાખવામાં આવેલી ગાડીમાં મૂકી દીધો. ગાડી ઊપડી, યુવતીને ઘેર ગઇ. યુવતી ને એનો બેભાન પતિ અને બીજા બે મિત્રો સૂચના પ્રમાણે એ જ ગાડીમાં બેઠાં

અને ગાડી અંધારામાં માર્ગ કરવા લાગી. કોઇ પણ પ્રકારે આ દેશની સરહદ સવાર થતાં પહેલા ઓળંગી જવી જોઇએ એ હિસાબે ઘોડાઓ પૂરપાટ દોડાવવામાં આવ્યા.

"તમે ઓળખાઇ જશો તો મારા બાર વાગી જશે!"

"લે! જો!" એમ કહીને યુવાને એક એસીડની બાટલી કાઢી અને મોઢા પર છાંટી. યુવાન ન ઓળખાય એવો બની ગયો. જેલર હેબતાઇ ગયો.

"હવે તું તારા અધિકારીને ખબર આપ કે કેદીએ એસીડ પી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો છે ને એને એમ કરતો અટકાવવા જતાં એસીડના છાંટા એના મોં પર ઉડવાથી સખત એ રીતે દાઝ્યો છે." જેલરે એ પ્રમાણે ખબર આપી. જેલના અધિકારીઓ એકઠા થયા. કોઇ કેદીને ઓળખી શકયું નહિ. બધા એમ જ માનવા લાગ્યા કે ખરેખરો કેદી આજ છે. અધિકારીઓએ વહેલી સવારમાં તેને ફાંસીએ ચઢાવવાનો નિર્ણય કરી દીધો.

પાંચ વાગ્યા ને ફાંસીએ લટકનારા કેદીઓની મોટરો ભરાઇ ભરાઇને ફાંસીના માંચડા ઉભા કરવામાં આવ્યા હતા ત્યાં જવા માંડી. હજારો કામદારો ને મજૂરો ત્યાં એ ફાંસી જોવા એકઠા થયા હતા. એમાં પણ આગળ જગ્યા મેળવવા માટે મારામારી હતી—પડાપડી હતી. કારભારીઓનો આનંદ માતો ન હતો. બધા કેદીઓ આવી રહ્યા. એમાં સ્ત્રીઓ પણ હતી. બેડોળ યુવાન કેદી એક ખૂણામાં આંટા મારતો હતો. એનાથી સ્હેજ દૂર એક ફીક્કી લોહી વગરની યુવતી હતી. એના ડોળા ઊંડા ચાલ્યા ગયા હતા. એ યુવતી એ વિચિત્ર યુવાનની એક વખતની

આથીદાર હતી. એ યુવતી સાથે યુવાને પોતાનો કેટલોયે વખત વીતાવ્યો હતો. યુવતી પણ સંજોગે એ મજૂરોના રોષના ભોગ થઇ પડી હતી. એ યુવતીએ ખૂણામાં એકિકસાઇથી ફરતા બેડોળ યુવાનને જોયો.

યુવતી એ બેડોળ યુવાન પાસે આવી ને બોલી.

"તમને મૃત્યુનો ડર નથી?"

"ના."

"ત્યારે તમે મને હિંમત આપશો? તમારો હાથ જરા આપો ને!"

"હું છેલ્લે સુધી તમને હિંમત આપીશ" એમ કહી યુવાને યુવતીના હાથમાં હાથ આપ્યો. યુવતીએ ધારી ધારીને યુવાનને જોયો. એ વિચારમાં પડી ગઇ ને બોલી ઉઠી "Then are you dying for him?" "No, not for him but for her-happiness." આટલો જવાબ આપીને યુવકે ચૂપ રહેવા સૂચન કર્યું. નં ૨૭ની બૂમ પડી ને યુવતીનો વારો આવ્યો. યુવતી ધીરે ડગલે બેડોળ યુવાનની તરફ જોતી જોતી ફાંસીને માંચડે ગઇ ને મજૂરોના ખુશાલીના પોકાર વચ્ચે યુવતી પર છરીની ધાર પડી. નં. ૩૦ ... ૩૨ ... ૩૫ ને યુવાનનો વારો આવ્યો. યુવાને પોતાની જીવનમૂર્તિ યુવતીને સ્મરી લીધી ને તે પણ આનંદના વાતાવરણમાં ફાંસીએ ચઢી ગયો.



ગાડી પરહદમાં આવી પહોંચી સૂર્યનારાયણનાં કિરણો ધીરે ધીરે ઉગ્ર બનતાં હતાં. યુવતી પોતાને પિયેર આવી ચઢી. દિવાનખાનામાં એના બેભાન પતિને સુવાડયો. થોડીવારે પતિ જાગ્રત થયો અને એને કંઇ સમજ પડી નહિ કે પોતે કયાં છે. યુવતીએ પતિને આરામ લેવાનું જણાવ્યું. પતિએ પાછી આંખ મીંચી. યુવતીએ ધીમેથી પતિના બૂટ–મોજાં કોટ કાઢી લીધાં. કોટના ખીસ્સામાં હાથ નાંખ્યો તો એક કાગળ નીકળ્યો.

"જીવનની છેલ્લી પળ સુધી ભૂલ્યો નથી. અને જીવનને ગમે તેમ વેડફ્યું નથી. તમે સુખી થજો."

યુવતીની આંખમાંથી આંસુની ધાર પણ નીકળી શકી નહિ. એ દિગ્મૂઢ બની ગઇ ને પવનના સુસવાટાએ એક સુંદર કાચનું પ્યાલું નીચે ગબડાવી દીધું. એ સુંદર પ્યાલાના ટુકડાઓને—એ વિખરેલી સુંદરતાને યુવતી એકી ટશે નીરખી રહી.



# 'આજનો યુવાન'

લગભગ સાડાચાર થયા હશે. સિનેમાનો પ્રથમ શો શરૂ થવાને અડધા કલાકની વાર હતી. એક રૂપિયાવાળી ટિકીટ લઇને જવા આવવાના માર્ગ પરની નાકાની ખુરશી પર હું બેસી ગયો. પ્રેક્ષકોનો ધસારો ધીમે ધીમે વધતો હતો. ઉંચા કલાસમાં બેઠા પછી સ્વાભાવિક રીતે ગૌરવ-ભરી દૃષ્ટિએ ચારે બાજુ જોવાનું મન થાય છે. મેં એક કતરાતી નજર ફેરવી. અચાનક મારી દૃષ્ટિ આગળની હાર પર બેઠેલી બે નવયુવતીઓ પર પડી. એમનાં પહેરવેશ અને સજાવટ પરથી મને લાગ્યું કે તેઓ કૉલેજકન્યાઓ હશે. મેં એ પણ જોયું કે એ નવયુવતીઓ મારા પ્રતિ જોઇને મારે જ માટે કંઇ ચર્ચા કરે છે. દુનિયાની સાત અજાયબીઓ-માંની એકેય અજાયબી મારામાં ન હતી, છતાં એ કન્યકાઓને મારે માટે ચર્ચા કરવાની ફરજ કેમ પડી એ મને ન સમજાયું. મને ઘડીભર થયું કે મારું અનુમાન ખોટું હશે. પણ થોડીવાર રહીને પુનઃ તેઓએ પાછળ દ્રષ્ટિ ફેરવી. અમારા ત્રણેની નજર મળી અને એ યુવતીઓએ તરત જ નયન પાછાં ઢાળી દીધાં.

એ આખીય ઘટનાથી મને ગર્વ થયો કે આટલા ભવ્ય જન-સમુદાયમાં આ બે યુવતીઓનું ધ્યાન તો હું એકલો જ ખેંચી શક્યો ને! એ ગર્વ થતાં મને ભાન આવ્યું કે ખમીસનો કૉલર નીચો નમી પડયો

છે. મેં કોલરને ખેંચીને ઉભો કર્યો. કોટના ખિસ્સામાંથી રૂમાલ કાઢી મોઢું બરાબર લૂછી નાખ્યું. બરાબર સ્વસ્થ ને સુઘડ થઇ મેં પુનઃ દ્રષ્ટિ મેળવવાનો પ્રયત્ન કર્યો.

"કેટલા વાગ્યા હશે ?"

હું ચમકી ઉઠયો અને મેં સામો પ્રશ્ન પુછ્યો "શું તમે મને પૂછો છો ?"

"હા."

તરત જ મેં રીસ્ટવૉચ સ્હામે નજર કરી અને કહ્યું "૪–૪૦".

"તમારી ઘડીયાળ તો બરાબર છે ને ?"

"જી, હા, ટેલિફોન ઓફિસ સાથે હમણાં જ મેળવી છે."

"ચિત્ર ક્યારે શરૂ થશે ?"

"૫ વાગે."

"ઓહ !"

યુવતીઓએ આટલી વિગત મારી પાસેથી જાણી લઇ મોં ફેરવી દીધું. અને એ બેઉ માંહોમાંહે કંઇ વાત કરવા લાગી. મારા ગૌરવનો પારો વેગથી ઊંચો ચઢયો. મેં ચારે તરફ એક વિજેતા જેમ દ્રષ્ટિ ફેરવી અને ખિસ્સામાંથી વટમેર કેવેન્ડરનું પાકીટ કાઢયું. એકબે દમ માર્યા ત્યાં તો—

"ચિત્રપટ કોણે ડાયરેકટ કર્યું છે ?"

"બરૂઆએ, એક જાણીતા ડાયરેકટરે. શું તમે એનું છેલ્લું ચિત્ર 'અધિકાર' નથી જોયું ?" એકી શ્વાસે જ મેં ઘણું કહી દીધું.

"નહિ" બેમાંથી એક જ યુવતીએ જવાબ આપ્યો.

"જમનાએ શું કમાલ કામ કર્યું છે !"

"અધિકારમાં જમના હતી ?"

"જી, હા"

"ત્યારે તો તમને જમનાના ચિત્રો બહુ ગમતાં લાગે છે. મને પણ જમના જ પસંદ છે. ખરી વાત તો એ છે કે એની હરીફાઇ કરી શકે એવી કોઇ અભિનેત્રી છે જ નહિ, મારી આ બ્હેનપણીને મોલીના વધારે પ્રિય છે."

"હા, નહિ, એ પણ સારી છે" મે કોને ખુશ કરવી એ મુઝવણુમાં બેઉ બાજુએ ગલ્લાંતલ્લાં કર્યાં.

"મોલીના પણ સારી? તમે શું કહો છો?"

"હા, પણ તક મળે તો "અધિકાર" જરૂર જોજો" મેં વાત સીફતથી ઉડાવી દીધી.

"જોયુંને સુધા તારા કારણે જ મેં 'અધિકાર' ગુમાવ્યું હતું, પણ હવે આ પુષ્પા તારા ખર્ચે જ 'અધિકાર જોશે' ત્યારે જ'પીને બેસશે, સમજી!"

સુધા અને પુષ્પા એ બે નામ મારા મનમાં ઊંડે ઊંડે ઊતરી ગયાં.

"તો જરા અધિકારનો પ્લોટ તો કહો. આવો આવો આ બાજુની ખુરશીમાં; કદાચ 'એ' નહિ પણ આવે." પોતાની બાજુની ખાલી ખુરશી બતાવતાં પુષ્પાએ મને આગ્રહ કર્યો.

મુસોલીનીને એબીસીનિયા પરના વિજયથી કે મીયા ફઝલુલને વડા પ્રધાનના પદથી જેટલો આનંદ નહિ થયો હોય, એટલો આનંદ પુષ્પા પાસેની ખાલી પડેલી ખુરશી પર બેસતાં મને થયો. પુષ્પાની પાસે બેસતાં જ દમના જૂના રોગીની માફક મારો શ્વાસ જરા જોરમાં ચાલવા માંડયો.

"અધિકારનો પ્લોટ કહો, અને જુઓ વાતમાં ને વાતમાં તમે અમારૂં નામ તો જાણી લીધું પણ તમે તમારૂં નામ તો કહેવાની તકલીફ પણ લેતા નથી."

"જી, મારૂં નામ ગણેશ છે."

"Thats fine! સરસ! દેવનું નામ મને ખૂબ પ્રિય છે. એ નામથી આપણને આપણા દેશનો અને આપણા ધર્મનો સતત્ ખ્યાલ રહે છે. આપણા હિંદુઓનાં છોકરાંઓનાં ગજપતિ, ગજાનંદ, હનુમાન, ભીમ, અર્જૂન, નળ એવાં એવાં જ નામો હોવાં જોઇએ. વારૂ પણ કેટલા વાગ્યા?"

"હવે દશ મિનિટ બાકી છે."

"ત્યારે તો વાર્તા કોઇ બીજી વખત સાંભળીશું. કોઇક વાર તો પાછાં મળશુંને! તમે ભૂલી તો નહિ જાઓને!" આટલું બોલતાંમાં તો આનંદના કંઇક ઉછાળા પુષ્પાના ગાલ પર તરવરી ઉઠયા.

"તમે 'વચન' ચિત્ર જોયું હતું કે નહિ?" પુષ્પાએ થોડીવાર રહીને મને પ્રશ્ન કર્યો.

"હા."

"વચન ચિત્રમાં દેવીકારાણી અને અશોકકુમાર એકબીજાને પહેલીજવાર જોતાં પ્રેમમાં પડી જાય છે, એ પ્રમાણે પ્રથમ દ્રષ્ટિએ પ્રેમ એ વાતમાં તમને વિશ્વાસ છે? મને તો એની સત્યતા ઠેકઠેકાણે જણાય છે." પુષ્પા આ બધું બોલી ગઇ અને મને પરસેવાના રેલા છૂટવા માંડયા. મને થયું કે હું આઘો બેઠોબેઠો જ એ બેના સૌંદર્યનું પાન કરતે તો ઠીક પડત.

"કેમ વિશ્વાસ ન હોય? એ તો સનાતન સત્ય છે." મેં હિંમત રાખીને જવાબ આપ્યો.

"અરે સુધા, લે સાંભળ, ગણેશભાઇ પ્રથમ દૃષ્ટિએ પ્રેમ એ વાતમાં માને છે. અરે ગણેશભાઇ આ મારી બ્હેનપણી સુધાને એની સત્યતામાં જરાયે વિશ્વાસ નથી. ખરેખર તમે બહુ જ forword છો. મને પ્રથમ તો એમ થયું કે વાતચીત કરવાથી તમને કંઇક સંકોચ થશે

એટલે જ મેં શરૂઆત નહતી કરી. વાતચીતમાં સંકોચ કેવો રાખવાનો! પણ અરે! તમારો હાથ કેમ ધ્રૂજે છે? જુઓ...જુઓ તમારી સીગાર પણ નીચે પડી ગઇ છે."

મેં સીગારેટ નીચેથી લઇ ફરી મુખમાં મૂકી. પાછળ બેઠેલા પ્રેક્ષકો ધીમું ધીમું હસ્યા.

"કેમ મારી વાતચીતથી તમને ખોટું તો નથી લાગ્યું ને?"

"નહિ–નહિ."

"તમને આ મારી બ્હેનપણી સુધા માફક મૂગા રહેવાનું વધારે પસંદ હશે!"

હું ધર્મસંકટમાં આવી પડયો. શું જવાબ આપવો? મેં કહ્યું "જુઓ વાત એમ છે કે—"

"સમજી ગઇ, વાતચીત કરવી તમને પ્રિય છે અને દરેક વાતનો "વાત એમ છે, ને ઠીક કહો છો" એવો જવાબ તમને આપતા આવડે છે. તમારી આ રીત હું કદી ભૂલીશ નહિ."

પુષ્પાએ મને અધવચ્ચે અટકાવી મીઠો ઠપકો આપ્યો. પુષ્પાના એ ઠપકાના જવાબમાં મેં દબાયેલા સ્વરે કહ્યું "ઠીક કહો છો પુષ્પાબ્હેન."

"ઠીક કહું છું કેમ?"

પુષ્પાએ કરેલા કટાક્ષથી ૪૬૦ વોલ્ટનું કિરણ મારા આખા શરીરને કંપાવી ગયું.

"નારંગી મંગાવું?" મારી નારંગી પીવાની ઇચ્છા સંતોષાય એટલા ખાતર મેં સ્વાર્થભર્યો વિવેક કર્યો.

"નહીં."

"તમારે માટે સુધાદેવી?"

"ના જી, આભાર."

સુધા બોલી રહી ને ચિત્ર શરૂ થયું. થોડીવાર રહીને પુષ્પા બોલીઃ "શો છૂટયા પછી હું તમને એક ભેટ આપીશ. એ ભેટનો સ્વીકાર તમારે કરવો જ પડશે. ના કહેશો એ નહિ ચાલે, સમજ્યા, ગણેશભાઇ !"

"તમારી એ ભેટ હું જીવનભર સંઘરી રાખીશ."

"જરૂર, જરૂર, હું પણ એમ જ ઇચ્છું છું." પુષ્પાએ મારા તરફ મલકાતાં જોઇને કહ્યું અને એટલામાં ડોરકીપર એક વૃદ્ધ મહાશયને બેટરીથી રસ્તો બતાવતો બતાવતો આવ્યો.

"ટિકીટ ?"

મેં આશ્ચર્યથી એકવાર પુષ્પા તરફ જોયું. એનું ચિત્ત ચિત્ર પર ચોંટી ગયું હતું. એ ચિત્ર સાથે એકાગ્ર બની ગઇ હતી.

"એ મીસ્ટર ટિકીટ ?"

હવે જો ટિકીટ નહિ બતાવીશ તો માનભંગ થશે એમ જાણીને મેં ખિસ્સામાંથી ટિકીટ કાઢી ડોરકીપરના હાથમાં મૂકી. ડોરકીપરે ટિકીટ જોઇને કહ્યું. "આ તો રૂપિયાવાળી છે ત્રીજી હારમાં પાછળ જાઓ. આ પહેલી બે હાર તો દોઢ રૂપિયાની છે."

હું ઊઠીને મારી પહેલાંની ખુરશીમાં બેઠો. પુષ્પાની પાસેનું પ્રિય આસન ખાલી કરતાં દિલમાં ચીરો પડયો અને ડોરકીપરે ઉઠાડી મૂકયો એથી અપમાનનો એક વધુ ઘા લાગ્યો. એ સાથે મનમાં એમ પણ થયું કે જે વૃદ્ધ મહાશય આવીને મારી ખુરશી પર બેઠા એ કદાચ પુષ્પા કે સુધાના વડીલ કેમ ન હોય ? પુષ્પા અને સુધા કદાચ એ કારણે જ મૂંગા રહ્યાં હશે, નહિ તો મને ઉઠાડી મૂકયો ત્યાં સુધી બોલે નહિ એમ બને ખરૂં !

પડદા પર એક પછી એક દ્રશ્ય ચાલ્યાં જતાં હતાં, પણ મારા મનના પડદા પર બીજાં જ ચિત્રો સરતાં હતાં. મને એમ થયું કે હું પુષ્પાના ભવ્ય મકાનમાં બેઠો છું. ચાહ બનાવતાં બનાવતાં પુષ્પાએ મને

પૂછ્યું કે કેટલા ચમચા ખાંડ નાંખું? પુષ્પા તરફ જોતાં હું બોલ્યો "ખાંડ નહિ જોઇએ." હસતાં હસતાં અમે બેઉએ ચાહ પીધી. પછી ખૂબ વાતો કરી. વાતચીત કરતાં મસ્તીએ ચઢ્યાં અને મસ્તી તોફાનમાં ટેબલ પરનો પ્યાલો ફૂટી ગયો......

એવામાં થિયેટરની લાઈટ સળગી. બધા બહાર નીકળવા લાગ્યા. પુષ્પા, સુધા અને પેલા વૃદ્ધ મહાશયની પાછળ હું પણ બહાર નીકળ્યો. લાગ જોઇને મેં પુષ્પાને પૂછ્યું. "આપના કોઈ સગા છે?"

"કોણ?"

"પેલા વૃદ્ધ મહાશય જે મારી જગ્યા પર આવીને આપની પાસે બેસી ગયા હતા એ."

"હું કોઈ પણ પુરૂષને ઓળખતી નથી. પણ તમે કોણ છો?"

"આ શું પુષ્પાદેવી? હું...હું ગણેશ...ગણે..." હું ગભરાઈ ઊઠયો.

"નમસ્તે, તમને ભ્રમણા થઈ લાગી છે."

"તમે ભેટ આપવાનું પણ કહ્યું હતું તે."

"અરે ભાઈ ગણેશ, મનમાં ખોટો ખ્યાલ હોય તો તે દૂર કરો. મારે આ મારી બ્હેનપણી જોડે શરત લાગી હતી કે ભારતના હાલના યુવકને પ્રેમમાં લપસી પડતાં કેટલી વાર લાગે. મારી બ્હેનપણી સુધાએ કહ્યું કે ૨૦ મિનીટ અને મેં કહ્યું કે ૧૦ મિનિટ. તમારી સાથેના અનુભવ પછી હવે મને મનમાં એમ થાય છે કે જો મેં પાંચ મિનીટની પણ શરત લગાડી હત તો પણ હું જ જીતત, લો નમસ્તે!"

"પડો રસ્તે" અત્યાર સુધી જરીયે ન બોલતી સુધાએ હસતાં હસતાં કહ્યું.

"અને ગણેશભાઇ એ પણ ધ્યાનમાં રાખજો કે ન તો મારૂં નામ પુષ્પા છે કે ન તો આ મારી બ્હેનપણીનું નામ સુધા છે."

દરવાજા પાસે આવીને ઊભી રહેલી મોટરમાં એ નવયુવતીઓ બેસી ગઈ.

"હવે નારંગી પી લો." જતાં જતાં સુધા નામધારી યુવતીએ કહ્યું. હું વિચારમાં ઊભો જ રહ્યો. મોટર સડસડાટ ઉપડી "શેઠ લો પાણી નાળિયેર" એમ કહેતો ગાડીવાળો મારી સામે આવીને ઊભો રહ્યો. એણે મારી સમક્ષ નાળિયેર ધર્યું.



# 'આપકી લાપસી....'

ચંદ્રિકા સારી પૃથ્વી પર પથરાઈ રહી હતી અને કુમુદ ચંદ્રના સહવાસે પૂર બહારમાં ખીલી ઉઠી હતી. વાયુની શીતળ મંદમંદ લહેરો દિલને જરી જરી વારે સ્પર્શી જઈ નખરાં કરતી હતી. દુનિયાના અગણિત નેત્રો ત્યારે સુખચેનથી આરામ કરી રહ્યાં હતાં. એ મધ્યરાત્રિ હતી.

"પ્રાણેશ્વર !"

"કહે ?"

"એક વાત પૂછું...? જો તમે નગ્ન સત્ય કહો, તો !"

"જરૂર"

"તો...?'

"પતિ આગળ લજ્જા રાખવાનું કંઈ કારણ ? કહે પ્રિયે !"

"સાચે સાચું કહેજો...તમને મારા સોગંદ છે. બોલો લગ્ન પહેલાં તમે કેટલી રૂપસુંદરી સાથે પ્રેમ કર્યો હતો ?"

"પ્રેમ...! વાહ ! આ તે કંઈ પૂછવા જેવી વાત છે ?"

"તમને મારા સમ છે. વાત હસવામાં ન કાઢો. બોલો, એક સ્ત્રી કે બે ?"

"ઉં...હું. એનાથી વધારે."

"ત્યારે ત્રણ, ચાર, પાંચ કે ૭ ?"

"અરે નહિરે નહિ, એથી પણ વધારે !"

"ત્યારે દશ, બાર, પંદર ?

"સ્હેજ આગળ વધ."

"ત્યારે તો અઢાર, કેમ ?"

"સ્હેજ, બસ સ્હેજ આગળ વધ"

"ત્યારે શું વીસ ?"

"હા, વીસ, બીલકુલ વીસ, બરાબર વીસ." અને મારો આ જવાબ સાંભળીને તે હસવા લાગી. એને હસતી જોઇ મેં પૂછયું: "કેમ હસે છે ?"

"હું વિચારૂ છું કે......!"

"શું બોલ, બોલ, જલદી બોલ !"

"એ વીસ સ્ત્રીઓ હાલ તુરત......"

"બસ બસ રહેવા દે. તારો વિચાર ખૂબ સુંદર છે."

"એજ વાત હવે હું તને પૂછવા માંગુ છું"

"કઇ વાત ?"

"તેં લગ્ન પહેલાં કેટલા પુરૂષો જોડે પ્રેમ કર્યો હતો ?"

"આ તમો શું બકો છો ?"

"નહિ, નહિ, પણ સાચી વાત કહેવામાં શું જાય છે ?"

"પણ મેં તો એવું કંઇજ કર્યું નથી. સ્ત્રીઓ તે વળી એવી રીતે પ્રેમ કરી શકે ?"

"ના, ના, તને મારા સમ છે. તારા દિલમાં જે કંઇ હોય તે કહી નાંખ."

"જ્યારે તમે હઠ જ કરો છો તો કહું છું. એક માસ્તર સાહેબ હતા."

"કોણ ? માસ્તર સાહેબ !"

"હા, તે મારા ભાઇને રોજ ભણાવવા આવતા. શું સુંદર ચ્હેરો, ભવ્ય ઉંચાઇ, ગોરોગોરો રંગ ને ગુલાબી તબિયત ! ઉમ્મર તો હશે બાવીસ તેવીસ વરસની. સુંદર, કમાલ બાંકે જુવાન !"

"હા, હા બોલ જલ્દી બોલ પછી શું ?"

"પણ તમે તો ચિંતામાં પડી જાઓ છો. જાઓ હવે હું કંઇ પણ કહેવા માંગતી નથી."

"નહિ એમ ન કર પ્રિયે, પુરી વાત કરી દે"

"હું એની તરફ જોતી, હસતી અને ખુશ થતી."

"ઠીક...અં..."

"પાછા તમારા રૂંવાટા ઉભાં થઇ ગયાં."

"નહિ નહિ...કહે. પછી આગળ ?"

"એક દિવસ હું બેઠી હતી, ભાઇ ભણી રહ્યો હતો. પિતાજી પણ હતા. માસ્તર ભાઇને ભણાવતા હતા અને મારી સ્હામે જોયા કરતા હતા."

"એતો જોતો જ હશે. એ દુષ્ટ જ્યારે તારી......!"

એ વખતે ભાઇને તરસ લાગી એટલે ભાઇ બીજા ઓરડામાં નીચે પાણી પીવા ગયો. ઘણો વખત થયો પણ ભાઇ પાછો આવ્યો નહિ. પિતાજીએ ઘણી બૂમ મારી. છેવટે પિતાજી પણ ચાલ્યા ગયા

"અને...અને...તું એકલી રહી ગઇ?! એ દુષ્ટ રાક્ષસની પાસે તું એકલી...?"

"હા, અને એણે મને જાંગ પર બેસાડી દીધી, અને"

"બોલ બોલ...પછી જલ્દી બોલ?"

".પણ તમે આ લાલ આંખ કરી મુઠ્ઠી વાળો છો તે શા માટે– જાઓ નથી કહેતી."

"નહિ બોલ, પ્રિયે જાંગ પર બેસાડી દીધી પછી શું થયું?"

"ત્યાર બાદ મને છાતી સરસી ચાંપી બેચાર ચુંબન કરી લીધાં."

"રામ, રામ ગજબ થઇ ગયો ને તું ચૂપ બેસી રહી?! પાજી નાપાક સ્ત્રી!"

"તમે પાછા ક્રોધે ભરાયા ખરા! હું ત્યારે ચૂપ ન રહી, પહેલાં સ્હેજ ચીઢાઇ, પછી થોડું રડી. પણ એણે કંઇ ધ્યાન આપ્યું નહિ."

"પણ પછી તેં કંઇ પણ કર્યું નહિ? તને પણ મઝા પડી વેશ્યા!"

"પણ એમાં મારો શો અપરાધ?"

"તો કોનો અપરાધ? જો તારી ઇચ્છા જ ન હતી તો તું એના પાશમાંથી છૂટીને ભાગી કેમ ન ગઈ?"

"પણ ત્યારે હું પગપર ઉભી થઇને ચાલતી જ ક્યારે હતી! હું તો ત્રણ વર્ષની બાલિકા હતી.



હવે પછી

●

વાર્તાનાં વડાં

[બીજી આવૃત્તિ]

●

દીપિકા

[કાવ્યસંગ્રહ]